THE

# PILGRIMAGE

OF THE

# HINDU WORLD:

BEING A NOVEL ILLUSTRATING THE MANNERS AND CUSTOMS OF THE HINDUS.

BY

REWASHANKER AMBARAM BHAT.

FIRST EDITION.

Ahmedabad:

Printed at the Pitamberdas Tribhovandas Mehta's Hitechhu Press by Jesing Mulji.

A. D. 1892.



*Price 10 Annas.*

# હિંદુ સંસારયાત્રા.

## નવલ કથા.*

——:00:——

શાલી છંદ.

અંગે થકી દુઃખને દૂર જાવા
વાંચી સુણીને બહુ જ્ઞાન થાવા;
શોધી જુઓ આ મહા મુલ્ય માત્રા,
સંસારનું સાર સંસારયાત્રા. ॥ ૧ ॥

રચનાર

રેવાશંકર અંબારામ ભટ્ટ.

પ્રથમાવૃત્તિ.

અમદાવાદ:

ખાડિયામાં પિત્તાંબરદાસ ત્રિભુવનદાસ મહેતાના હિતેચ્છુ
પ્રેસમાં જેશંગ મૂળજીએ છાપી.

સન ૧૮૯૨.

મુલ્ય આના દશ.

# પ્રસ્તાવના.

સંસારયાત્રા નામની નવીન કલ્પીત કથા હિન્દુ ગી-
વાજોના નમુના તરીકે પાંચ પ્રકરણમાં સમાવી છે, અને
તે વાંચવાથી નીતિનો પાસ લાગે તથા નીતિની કેળવ-
ણીનો ફેલાવો થાય એટલુંજ નહિ, પણ આડે રસ્તે
જનારા ખરે રસ્તે ચઢે એવા હેતુથી પ્રગટ કરવામાં
ી છે. આ વાર્તાના પહેલા પ્રકરણમાં સરસ્વતીબાઈ,
ા પતિ કાળીદાસ, સસરા તીડાજોશી, સાસુ આસ્તા-
ઈ, નણંદ દુર્ગુણીબાઈ, પિતા પંડિત વિશ્વનાથ વગેરેની
કત છે. બીજા પ્રકરણમાં આસ્તાબાઈનું જીવનચરિત્ર;
જ પ્રકરણમાં દુર્ગુણીબાઈ તથા તેના સોબતીઓની
ંકર સ્થિતિ ભયાનક રૂપમાં દર્શાવી છે; ચોથા પ્રકરણમાં
હાલીઓ કોળી તથા બાજીબાઈ જમાદારના હાલહવાલ.
પમા પ્રકરણમાં વિદ્યાતત્વરામ તથા તેમની અર્ધાંગના
દ્ગુણીબાઈનો વખાણવા જેવો ગૃહસંસાર, અને સ્ત્રી
પનાં કર્તવ્ય કર્મ જણાવવામાં આવ્યાં છે. જેમ બને
ન કથાને રસ અલંકાર આપવા પ્રયત્ન કરેલો છે, તોપણ
ઉતાવળને લીધે તથા કાર્ય પરત્વે અસ્થિર ચિત્ત હોવાથી
કેટલેક ઠેકાણે જોડણીમાં હસ્તદોષ થયો હોય તથા ભૂલ
રહી ગઈ હોય તે સુજ્ઞ વાંચનાર ક્ષમા કરશે એવી આશા
છે. આ કથાનાં પ્રૂફશીટ તપાસવામાં શાસ્ત્રી નાગેશ્વર જે-
ષ્ઠારામે મદદ કરી છે માટે તેનો મારા ઉપર આભાર થયો
છે. આ કથામાં પ્રસંગોપાત સંસ્કૃત શ્લોક બીજા ગ્રંથો-
માંથી દાખલ કરેલા છે.

ગ્રંથકર્તા.

# अनुक्रमणिका.

વિષયનું નામ. અનુક્રમણિકા. પૃષ્ઠ.



પ્રકરણ ચોથું.



પ્રકરણ પાંચમું.

# ઉપોદ્ઘાત.

આખી દુનિઆમાં નિર્જીવ પદાર્થ અને સજીવ એ બન્નેમાં જીવવાળાં પ્રાણી ઉંચ સ્થિતિમાં છે અને સજીવમાં જે પ્રાણી ચાલી શકે છે તે શ્રેષ્ટ છે, તેમાં પણ ઇશ્વરદત્તબુદ્ધિથી મનુષ્ય સર્વોત્તમ છે. એ સર્વ કરતાં નીતિજ્ઞ અને ધર્મશીળ શ્રેષ્ઠ છે. એ શ્રેષ્ઠતાનું ઉત્તમ પ્રકારે વિશેષ વિવેચન કરવું એ આ જગતમાં લાભકારી છે, જો વધારે મનુષ્ય નીતિજ્ઞ અને ધર્મશીળ થાય તો તે વધારે સારૂં છે. એવું થવાને સારાં સારાં પુસ્તકો, સારાં શિક્ષણ તથા સદોપદેશકોની ઘણી જરૂર છે. એ બાબત મારા મનમાં ઘણા દિવસ થયાં પોળાયા કરતી હતી. સંસારની અંદર નીતિવાન, ધાર્મિક અને અનીતિવાન, અધર્મીના વિચાર બતાવી મનુષ્યની અને તેમાં વિશેષે કરીને સ્ત્રીવર્ગની ઉન્નતિ થાય તોજ દેશ સારી સ્થિતિમાં આવે. તેને વાસ્તે સંસારયાત્રા નામનું એક સારૂં સઘળી બાબતોનો સમાવેશ થાય એવું પુસ્તક બને તો લખવું એવો મારો વિચાર જ્યારે ગયે વરસ મારૂં બહાર ગામ ખાતે ફરવાનું થયું ત્યારે થયો. પણ એવા મહોટા પુસ્તકના ઘણા ગ્રાહક થાય નહિ, કેમકે આપણા ભારત દેશમાં પુસ્તકો વાંચવાનો શોખ પશ્ચિમ તરફના લોકના જેવો નથી અને આ દેશના બીજા ભાગોની સાથે મુકાબલો કરીએ તો આ ગૂજરાતમાં તો કંઇ છેજ નહિ એમ કહીએ તો ચાલે તેમાં આજ કાલ કેટલાંક ચોપાનીયાં ને પુસ્તકો બહાર પડે છે કે દુકાળ વરસમાં અધિક માસ જેવું થયે એવું લાગવાથી

સંસારયાત્રા નામના મોટા પુસ્તકનો આરંભ ન કરતાં સંસાર સુધારાનું મૂળ સ્ત્રી જાત છે માટે તેમની નીતિ રીતી સુધરે એવી એક કલ્પિત કાદંબરી લખવાનો મારો વિચાર હતો. પરન્તુ વિચાર કરતાં એ કામ મહા સમર્થ નીવૃત્તિમા રહે એવા વિદ્વાનનું છે. કેમકે આપણી પ્રાચીન સંસ્કૃત ભાષામાં મહા સમર્થ વિદ્વાન થઈ ગયા છે અને તેમનાં પુસ્તકોમાં રસ અલંકાર અને ભાષા ગૌરવ એટલું બધું છે કે તેવાં પુસ્તકો રચવાને હાલના સમર્થ ગણાતા વિદ્વાનો પણ હીમ્મત ધરી શકતા નથી, માટે તે કામ કોઈ બીજાને માટે રાખી આ લઘુ પુસ્તક પ્રગટ કરવા વિચાર કર્યો. કોઈ પુસ્તક ગદ્ય પદ્યાત્મક હોય છે ત્યારે તે વાંચનારને ઠીક લાગે છે. કહ્યું છે કે, ॥श्लोक॥ पद्यंयद्यपिविद्यतेबहुसतां, हृद्यंविगद्यंनतत्; गद्यंचप्रतिपद्यतेनविजहत, पद्यंबुधास्वाद्यतं॥ आदत्तेहितयो:प्रयोगउभयो, रामोदभूयोदयं; संग:कस्यहिनस्यदेतमनसो, माध्वीकमृद्वीकयो: ॥१॥ અર્થ—સતપુરૂષોનાં પદ્ય બહુ છે પણ ગદ્ય વિના તે પદ્ય મનોરંજક લાગતાં નથી, તેમજ ગદ્ય પણ પદ્ય વિના પંડિતને પ્રીય લાગતું નથી માટે ગદ્ય અને પદ્ય એ બન્નેના પ્રયોગથી વિલક્ષણ આનંદ થાય છે; જેમ મધ ને દ્રાક્ષનો મુરબ્બો અતિ સ્વાદ લાગે છે તેમજ જે લખાણમાં ગદ્ય ને પદ્ય બન્ને છે તે સુરસ લાગે છે, માટે આ પુસ્તકમાં ઘણું કરીને ગદ્યમાં અને કીંચિત પદ્યમાં લખાણ કર્યું છે. આ મારો પ્રથમનો પ્રયત્ન વાંચનારને ઠીક લાગશે, તોપણ મને સંતોષ થશે કે મેં કંઈક કર્યું ખરૂં. પુસ્તક વિવેચન

કરનારા એના ગુણ દોષ વિષે જે કંઇ લખશે તે મને ઉત્તેજન આપે છે એમ હું માનીશ, કેમકે હું પોતેજ કબુલ કરૂંછું કે મારા કામને લીધે ઓછું ધ્યાન આપવાની ખામી રહી હશે તે ખામીઓ બીજી આવૃત્તિમાં વિવેચકોના પરિશ્રમથી પુરી થશે. માટે મને સૂચના તરીકે જે કોઇ યથાઘટીત દરશાવશે તેનો મારા ઉપર મોટો આભાર થશે.

આ પુસ્તક હાલના શીખાઉ વર્ગને ગૂજરાતી ભાષામાં કહેવત અને ઢબ સાથે લખવાનું કંઇક જ્ઞાન મળે, તથા સ્ત્રીઓની નીતિરીતી સુધારવાને વાંચવામાં આવાં પુસ્તકોની ખોટ પૂરી પડે, અને પુરૂષ વર્ગને પણ કંઇક શિખામણ મળે તથા સંસાર સંબંધીનું કેટલાક ભણેલા જુવાનીઆઓ જેમને સંસારના રીવાજની ખટપટમાં પડવાનું બનેલું નથી તેમને પણ ઉપયોગી થાય એમ જાણી આ લઘુ પુસ્તક વાચકવર્ગની સેવામાં મૂક્યું છે.

આ પુસ્તક સ્ત્રીવર્ગ વાંચી શકે માટે ભાષા ને ઢબ સાદાં અને સહેલાં વાપર્યાં છે, અને શાસ્ત્રીય શબ્દોનો અતિ ઘણો વધારો કરી હાલના તરૂણ જ્ઞાનવાળા પુરૂષોનાં કેટલાંક પુસ્તકોના કંટાળા વિષે મારૂં કરવાનું કામ તેથી મારા સાંભળવામાં ઘણું આવેલું માટે જેમ બને તેમ સહેલી ભાષામાં લખવાનો નિશ્ચય કર્યો હતો, તોપણ કેટલેક ઠેકાણે ભાષાનું સૌંદર્ય રાખવાને કઠિણ શબ્દો વપરાઇ ગયા હોય તેની ક્ષમા માગું છું.

ગ્રંથકર્ત્તા.

# संसारयात्रा.

—:o:—

न तत्र सूर्यो भाति न चंद्र तारकं नेमा विद्युतो
भान्ति कुतोऽयमग्निः॥
तमेव भान्त मनु भाति सर्व्वं तस्य भासा सर्व्व
मिदं विभाति ॥ १ ॥

અર્થ—સૂર્ય તેને પ્રકાશ કરી શકતા નથી, ચંદ્ર, તારા તેને પ્રકાશ કરી શકતા નથી અને વિજળી પણ તેને પ્રકાશ આપી શકતી નથી; તો અગ્નિ તેને કેવી રીતે પ્રકાશિત કરી શકશે? આ આખું જગત દેદીપ્યમાન પરમેશ્વરના પ્રકાશથીજ પ્રકાશીત થઇને દિપ્તિમાન થાયછે, એવા મહા પ્રભુને અભિવંદન કરી, તેમની સહાયતા માગી સંસાર યાત્રા નામની નવીન કલ્પીત વાર્તાનો આરમ્ભ કરતા પહેલાં પ્રાર્થના કરૂંછું; કેમકે આ જગતમાં મનુષ્યનું ધાર્યું થયું નથી, થતું નથી અને થનાર પણ નથી. જો ભગવાનની મરજી હોયતોજ ધારેલો હેતુ પાર પડેછે. કેમકે કહ્યું છે કેઃ—

કર્તાને કરવું હોય તે કરે, ધાર્યું ના ધરણીધરનું કરે.
મોટા મોટા મહેલ બનાવી, રહેવા મન આદરે;
વસવા ટાણે વિઘન આવે કે, તે પ્રવેશ કરતાં પડે. કર્તા. ૧
કવિતા કરવા કવિ ચાલ્યા, ને સાહીત સહુ સાંપડે;
ગણના ગુંથીને ગ્રંથ બનાવે, તેજ નકામા પડે. કર્તા. ૨

ગદ્ય પદ્યમાં ગ્રંથ બનાવે, માન્ય મહાન બહુ મળે;
મદદ મહા પ્રભુની ન મળે તો, ફાંસો આવે ગળે. કર્તા. ૩
મહા સાગરની મુસાફરીમાં, વરાળયંત્ર વાપરે;
નાવિકનો તમ નીપુણ હોય પણ, ઓચીંતી અડચણ અડે. ક. ૪
સંસારીક સુધારક જનોને, ઉદ્યમ બહુ આદરે;
જ્ઞાન, માન, ને ગરથ ગુમાવે, (જો) પ્રભુ ન પાંસરો પડે. ક. ૫
ગાડી, વાડી, લાડી, પાડી, ધન ધાન બહુ મળે;
સંસારીક સુખમાં નહીં ખામી, એ પલટાય પ્રાણી એક પળે. ક. ૬
હે! પ્રભુ અધમ ઓધારણ તારણ, તુજને મનડું સ્મરે;
પામર પ્રાણી પશુ વિનાનો, તવ ચરણે આવી અડે. ક. ૭
સાહ્ય પ્રભુની સદૈવ માગુ, વિશેષ કરી આ સ્થળેઃ
ગ્રંથ તણી ગુંથણી ગુંથવા, પ્રારંભ કરૂં આ પળે. કર્તા. ૮



## પ્રકરણ પહેલું.

### તીડા જોશીનો સંસાર ક્રમ.

હિંદુસ્તાનના સ્વાભાવિક ભાગ માંહેનો એક ભાગ જેને નર્મદા નદીનો પ્રદેશ કહે છે તેમાં સુગંધપૂર કરીને પ્રાચીનકાળમાં મોટું સુશોભીત નગર હતું. તે ઉપર દૈવી આપત્તિ આવી પડ્યાથી ઉદયાસ્તના નિયમ પ્રમાણે તે પાયમાલ થઈ ગયું હતું, પરન્તુ અર્વાચીનકાળમાં પ્રાચીન સંસ્કૃત શબ્દ ઉપરથી આમોદ નામનું ગામ છે. તેમાં પંચદ્રાવીડ અને પંચગોડ એ પ્રમાણે દશ જ્ઞાતિના બ્રાહ્મણોમાંથી દ્રાવીડી બ્રાહ્મણ કુલ્લુક ઉરફે તીડોજોશી કરીને રહેતા હતા, તેને ત્યાં આશ્વિન કૃષ્ણ ચતુરદશી રવિવારે રાતના અગીઆર વાગતાંજ પુત્ર રત્નનો જન્મ થયો, તથી આ

કાળીચોદશને આતવારની મધ્ય રાત્રી જેવા દુર્લભ સં-યોગને અનુસરીને નક્ષત્રના નિયમને અનુકુળ આવવાથી મીથુન રાશી ઉપર તેનું નામ કાળાભાઈ પાડ્યું હતું. એ કાળીચોદશના જેવી અંધારી ઘોર રાત્રિ વર્ષમાં બીજી એક પણ આવતી નથી. વિશેષે કરીને આપણા ગૂજરાતમાં તો એ ભૂત, પ્રેત, ભૂવા, જોગી, જતિ, કામણ ટુમણ કરનાર તથા મંત્ર તંત્ર જાણનારની પવિત્ર તિથિ કહેવાય છે. એ કાળ રાત્રિએ કેટલાક વહેમીઓ સ્મશાન સ્થળમાં જંતર મંતર સાધવા જાય છે. સ્મશાન ભૂમિનું નામજ મહા ભયાનક છે, તેમાં આવી કાળરાત્રિ તથા તમરાંના તીવ્ર ઘોષ વગેરેથી એ સ્થળ એવું તો ભયાનકરૂપ ધારણ કરેછે, કે તે જોતાંજ ગર્ભિણીના ગર્ભ છૂટી જાયછે ને હોશને કોશ ઉડી જાય છે; તથા ગામમાં પણ નાનપણથીજ લો-ગણી. જક્ષિણી વીગેરેની એટલી બધી બીક ઠસાવી મૂકેલી હોયછે કે એ રાતરે બીકને લીધે કોઇ બહાર નીકળી શ-કતું નથી, તો સ્મશાન સ્થળમાં તો જવાયજ કેમ? આવું છતાં પણ વહેમીમાંના કેટલાક મંત્ર શીખવાની લાલચથી લલચાઇને એ અશુભ સાધનની ક્રિયા કરવા જાયછે તેમા કેટલાંક બીકના વહેમને લીધે કાળને આધીન થઇને મર્ણ પામે છે, કેટલાક ગાંડાતૂર બની જાયછે, અને શેષ રહે-છે તે ઢોંગી ધૂતારા બની લોકોની નીતિ રીતી બગાડવાને પોતાનો આવરદા પૂરો કરેછે. એ કાળીચોદશને આત-વારે કોઈ કાળ ભૈરવની, કોઇ બટુકની, કોઇ હનુમાનની, કોઇ ભૂત પ્રેતની, કોઈ બ્રહ્મ રાક્ષસની, કોઇ જિનની, કોઇ વંતરી, કોઇ ડાકણ શાકણ; તથા સાપ, વીંછી, ઘો વ-ગેરેની મંત્ર ક્રિયા કરેછે. આવી તરેહના મંત્ર શાસ્ત્રીઓ

એવા તો અધમ જણાયા છે, કે તેમના કૃત્યોનું પૂછવું નભૂતોનભવિષ્યતીછે. એવામાંના કેટલાક કામનીઓને તેમના કંથ વશ થઇ જાય એવું કરવા સારૂં ઘૂવડની જીભ મંગાવી તેને પોતાની એ મલી વિદ્યાથી મંત્રભણી મંત્રી આપી તેમના સ્વામીને ખવરાવવા વાસ્તે આપે છે અને કહેછે કે એ ઉપાયથી તેમના કંથ વશ થઇ તેમની પત્નીઓના મત પ્રમાણેજ ચાલશે, પોતાની ભાર્યા સિવાય બીજાનું કહ્યું કરશે નહીં. આ પ્રયોગ કરવાજતાં કેટલીક બાઇઓએ ઢોંગીઓના ફંદમાં ફસાઇ પડી પોતાના જાન જોખમમાં નાંખેલા છે, કેટલીકોએ પોતાના પતિ ખોયા છે અને કેટલીકોએ તો પોતાના કુટુંબમાં એટલો કલેશ, દ્વેશ અને ખટપટ વધારી દીધાં છે, કે તેના ફળ સમજુ નર નારીને પણ ચાખવાં પડ્યાં છે. આ કાળીચોદશને આતવારનું મંત્ર સાધનનું કામ અજ્ઞાની લોક એટલું બધું અગત્યનું ગણે છે કે કંઇ કહેવાની વાતજ નહીં. આવા સાધેલા મંત્ર આગળ કોઇપણ પીડા કે રોગ ઉભોજ રહેતો નથી. એવી રીત ખોટા ખોટા તેના વખાણ કરી જગતમાં મોટી ડંગાઇ ચલાવેછે. તે એટલે સુધી કે તેમના મંત્રથી મનની ઇચ્છા પૂર્ણ થાય છે, માંદા હોય તેને ડાકટર કે વૈદનું ઓસડ કરવાની જરૂરજ રહેવાની નહીં. સાપ, ઘો કે ગમે એવું ઝેરી જાનવર કરડ્યું હોયતો તે મંત્રથી એકદમ સારૂં થઇ જાયછે. પરંતુ આજસુધી એવા મંત્રોના સાધનથી રોગ કે દુઃખ ગયાં હોય એવા ભાગ્યેજ એક બે દાખલા અજવાળામાં આવ્યા હશે. વખતે કાગતાળી ન્યાયની પેઠે કોઇ બનાવ બન્યો હોય તેની ના કહેવાય નહીં. પણ આવી મંત્રની ક્રિયાથી થાયછે એવું માનવું એ મીથ્યા છે.

ગુજરાતના ઉત્તર ભાગમાં એક વિચિત્ર રીતી તાવ ઉતારવાની વહેમી લોકોએ પસરાવી દીધી છે કે ગ્રહણ જેવી પરવણીને દિવસે સૂતરના સાત તાંતણા લઇ તાવ-નો દોરો કરવાને તે તાંતણા ભેગા કરી નગ્ન થઇ ઘૂવડના શબ્દ સાંભળી તે દોરાનાં ઘૂવડના બોલે બોલે એક ગાંઠ એવી સાત ગાંઠો વળાય તો તે દોરાથી ગમે તેવો એ-કાંતરીઓ, ચોથીઓ કે કાળ જ્વર પણ જતો રહે છે. આવાં આવાં મંત્રનાં બ્હાનાં પોતાના શાગિર્દોની મારફતે લોકોમાં પસરાવી મોટી ઠગાઇ ચલાવી કપટથી પૈસાનો સં-ગ્રહ કરેછે. આવા ફંદમાં ફસાઇ ગએલાના મનમાંથી પણ વહેમ ખસતો નથી, એ અતિ શોચનિય છે. આવાજ ઠગારા, તીડા જોશીના ભાગ્યશાળી કુંવર કાળીદાસનો જ-ન્મ પણ તેજ રાત્રિએ થએલો તેથી અજ્ઞાની લોકોમાં ઘણે ખરે ઠેકાણે જંત્રિ, વંત્રિ, ડાકણ શાકણ, મેલડી ઇત્યાદિની સ્તુતિ પ્રાર્થનાના ઘોષ આકાશ સુધી પહોંચેલા ગણી બાપનો આનંદ બ્રહ્માંડમાં પણ માય નહીં. આ સિવાય કાળાભાઇમાં રૂપ, રંગ, ગુણ પણ નામ પ્રમાણેજ હતાં. આ સર્વે ઉપમા યોગ્ય, પિતાના ભાગ્યશાળી કુંવર રાત્રે ન વધે એટલા દહાડે વધે એ પ્રમાણે ત્રણ વર્ષના થયા ત્યાં સુધી મુનીવૃત્ત ધારણ કરનારથી બોલાય નહીં તેમ તેમને બોલતાં ન આવડે તેથી બોલવાના સમજ બાધા હોય એમ માનવામાં આવે. તથા પરમહંસની દિક્ષા લી-ધેલા જેમ એઠું, જૂઠું, ગંધ, દુર્ગંધ, સારૂં, નઠારૂં, ભક્ષ્ય અભક્ષ્યને લેખે નહીં તેમ તેપણ તેમજ કરતા પાંચ વરસ-ના થયા ત્યારે પરાણે મા, મમ, બાહુ એટલા ગણ્યા ગાં-ઠ્યા શબ્દ આવડ્યા, અને અપલક્ષણનો તો દિવસે દિવસે

વધારો થતો ચાલ્યો તોપણ માતાના મનમાં અતિ પ્રેમને લીધે એવું આવતું કે મારો લાડકવાયો લાલ ક્યારે મોટો થાય કે તેને પરણાવી દીકરા વહુને માથે મોડ ઘાલી રામણ દીવો લઇ પોંકી લઉં. કેમકે મારા આખા જન્મારામાં લહાવો લેવાનો વખત આ સિવાય બીજો આવવાનો નથી. વાંકા ચૂંકા પણ ધર્મના રોટલા તેમ ગાંડો ઘેલો પણ મારા કુળને તારનાર છોકરો છે એવું માનતી. બાપ પણ નામના તીડા જોશી તેપણ લહાવો લેવામા સ્ત્રીના કરતાં વધે એવા હતા, કેમકે તેણે પોતાની અર્ધાંગનાના સીમંતના સંસ્કારમાં ઘર વેચીને ધંધોલીઓ કર્યું હતું. પરન્તુ જાતના ભિક્ષુક બ્રાહ્મણ ને દોરા ધાગા મંત્રી લોકોને ઠગનારા અને ગામના લોકો અજ્ઞાનતાના ડુંગરમાં દટાઈ ગએલા તથી આંધળામાં કાણો રાજા તેમ જોશીની આંખે દેખતા હતા. તેથી જોશીનું ટટ્ટુ ઠીક ચાલતું હતું. આખા ગામમાં એક પણ સાક્ષર નહીં તેથી જોશીનું જંતર મંતર અને દોરા ચોઠીનું કામ યથાસ્થીત ચાલતું. એ જોશીની વિદ્યાંમાં તો એવા કુશળ હતા કે અમણ અખળા જેટલું પણ ટીપણું જોઈ શકતા નહીં. ગમે તે સાલનું ટીપણું હોય તે અટકળથી સટક સટક કાઢી અકલની બારદાન એવી ફક્ત અબળાઓનેજ ઠગે એમ નહોતું. પરંતુ અજ્ઞાન ભાઈઓને પણ ઠગતા એવી રીતે કરતા તેથી પોતાનો કાર વ્યવહાર ઠીક ચાલતો હતો. ઘરમાં પાંચ કોડી રૂપીઆનો જીવ થયો એટલે તેમના હરખનું તો પૂછવુંજ શું? બાધા આખડીમાં બાઈડીનાથી એટલા ખરચાય તોપણ જોશીને કાળજે ધક્કો લાગે એવું નહોતું, કેમકે મહેનત કરીને રળવા જવું પડતું નહીં કે મનમાં લાગણી

થાય. એમ કરતાં કાળીદાસને આઠ વરસ થવા આવ્યાં ત્યારે તેને ભણાવવાના જોશીએ ઘણા ઘણા ઉપાય કરવા માંડ્યા કેમકે દિવસે દિવસે તે ગામમાં રાજા તરફથી વિદ્યાનો પ્રસાર થવા માટે પ્રયત્ન થતો હતો, તેથી જોશીની અજ્ઞાનતા રૂપી અંધકારમાંથી જ્ઞાનરૂપી આંખો ઉઘડવા માંડી ને મનમાં પક્કું સમજાયું કે આ મારૂં અટમ સટમ અને ઢોંગ હવે ઝાઝા દિવસ નિભી શકશે નહીં, માટે છોકરાને બે અક્ષર આવડે તો ઠીક, તેથી છોકરાને ભણાવવાની ઘણીએ મહેનત કરી પણ તે સર્વ ધૂળ ઉપર લીંપણું થયું કેમકે ગળજીના શાલીગ્રામ ઉપર પાણીની અસર થાય તોજ એના ઉપર ભણવાની અસર થાય એવું હતું તેથી તેતો કાળા અક્ષરને કુટી મારનારોજ રહ્યો. આઠ વરસ પૂરાં થયાં તેથી બ્રાહ્મણની રીતી પ્રમાણે ઉપનયન સંસ્કાર કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તે સંસ્કાર કરવાનું શૂભ મુહૂર્ત તીડા જોશીએ કોઈ સાક્ષર જોશી પાસે જોવરાવ્યું તો તે મહા સુદી ૫ને ગુરૂવારનો દિવસ સારો આવ્યો તેથી તે દિવસ ઉપર ગામ પરગામથી સગાંને બોલાવવાની કંકુ છાંટીને કંકોતરીઓ બહાર ગામ નીચે મુજબ લખીને મોકલી દીધીઃ—

શ્રી.

સ્વસ્તિ શ્રી સૂર્યપૂર મહાસુભસ્થાને અનેક સર્વ શુભોપમા યોગ્ય શાસ્ત્રી શ્રી ૫ શાસ્ત્રી. વિદ્યાસાગર વિ. કૃપાસાગર પ્રતિ આમોદથી લી. જોશી તીડા છજેશ્વરના શાષ્ટાંગ દંડવત પ્રણામ સેવામાં અંગીકાર કરશો. વિશેષ ચિરંજીવી કાળીદાસને ઉપવીત આપવાનું શુભ મુહૂર્ત વસંતપંચમીને ગુરૂવારનું પ્રાતઃકાળમાં ત્રણ ઘટિકાએ મુ-

કરાર કરેલું છે માટે એ પ્રસંગ ઉપર સહકુટુમ્બ સહપરિવાર પધારી અમારા આનંદમાં વૃદ્ધિ કરશો એવો આપનો સંપૂર્ણ ભરૂસો છે. મીતિ પોષ કૃષ્ણ પ્રતિપદા ચંદ્રવાર.

ઉપવિતના મુહૂર્તના ખરચને વાસ્તે જોશીએ પોતાના ઠગારા ધંધાને ધમધોકારે ચલાવવા માંડયો હતો. કેમકે તે ગામના લોકો રાજા તરફથી વિદ્યાશાળા સ્થાપન થયાથી ભણી ગણીને દિવસે દિવસે પ્રવિણ થતા હતા. તેથી તેમના મનમાંથી વહેમ ઓછો થતો હતો તેથીજ જોશીને ખાત્રી થઈ હતી કે હવે મારો આ ધંધો ચાલવાનો નથી માટે જેમ બને તેમ પૈસો ભેગો કરી લઉં તો સારૂં. જનોઇની ક્રિયામાં વરાવાજન કર્યા વગર ચાલવાનું નથી. પાસે નહિ હોય તો કાળા ચોરના પણ કાઢી કામ કાઢી લેવું પડશે અને જ્ઞાતિભોજન ઘર પ્રમાણે સારૂંજ કરવું પડવાનું, નાતમાં બાપ દાદાની નામના છે તેના કરતાં વધારે ન થાય તો ચાલ્યું પણ તેથીને તેવી તો રહેવીજ જોઇએ. એ ચિંતામાં ને ચિંતામાં પોતે તથા પોતાનાં બાયડી છોકરાં મીઠુંને રોટલા ખાય. તેમને પહેરવાને જાડાં પાતળાં લુગડાંના પણ સાંસા પડે તેથી તે બિચારાં ચીંથરે હાલ ફરે એવી રીતે પેટે પાટા બાંધી તથા કૂડી કમાણીનો પાપનો ભાર માથે કરી પૈસા ભેગા કર્યા તે નાતના એક દિવસના જમણ સારૂં ભાત ભાતની રસોઇ કરાવવી એવા મનસ્વી વિચાર કરી અવસર આવ્યો ત્યારે ફુલણજી બની સઘળું ભાર મૂક્યું. નાત જમવા બેઠી ત્યારે જમનારા લોકોમાંથી કેટલાક કહેવા લાગ્યા કે વાહરે! વાહ! જોશી

મહારાજ તમારાં મોટાં ઘર છે અને રસોઈની સામગ્રી કેવી સારી અનકુટના જેવી છે! આવી સામગ્રી ખરી શ્રદ્ધા વગર થાય નહિ. સાહિત્યમાં પણ કંઇ મણા નથી. એતો આપજ કરી શકો. બીજાનો આશરો નહિ. તેમ બીજી તરફથી કેટલાક મશ્કરી પણ કરતા જાય ને બોલતા જાય કે જોશી મહારાજ તમારી રસોઇની શી તારીફ કરીએ, અને તમારા ન્યાતિભોજન ઉપર ભાવનું તો પૂછવુંજ શું? રસોઇનો કેવો તાશીરો બન્યો છે, કે જેનાં પત્રાળાં તેનાંજ ઘી એવું કંઇ કાચા પોચાથી બની શકે? એ તો તમેજ કરો. તમારા જેવા મરદ હવે નાતમાં ગણ્યા ગાંઠ્યાજ છે. (જેનાં પત્રાળાં તેનાંજ ઘી એ કહેવાની મતલબ એ હતી કે મહુડાના પાનનાં પત્રાળાં હતાં અને તેનાંજ ઘી એટલે મહુડાનાં ફળ જે ડોળ તેને પીલીને ડોળીઉં કાઢેલું હતું. મતલબ કે ઘીમાં ડોળીઆનો ભાગ હતો.) એમ જેને જેમ ફાવે તેમ બોલે; પણ જોશીની સ્થિતિ જાણનારા વિદ્વાનોને બહુ લાગે. પણ તે બિચારા કરે કેમ? શાકમાં મૂળાપણીનો શો હિસાબ! મતલબ કે એમના બોલવા તરફ ધ્યાન રાખનારા ઓછા હતા. એ દિવસે જમીને બ્રહ્મદેવોનાં ટોળે ટોળાં બોલતાં બોલતાં જવા માંડ્યાં અને આખા ગામમાં હોહાકાર થઇ રહ્યો અને ગામના લોકોમાંથી કેટલાક બ્રાહ્મણોને પૂછતા જાય કે કેમ ચંદ્રશંકર ત્રવાડી જમવાની કેવી મજા પડી? ત્યારે ચંદ્રશંકરે કહ્યું કે જમ્યા તો યથાસ્થિત છીએ પણ એ કંઇજ નહિ. ગયા વરસમાં લક્ષ્મીદાસ શેઠને ઘેર કંસાર, લેચી ને શાકની રસોઇ હતી. બ્રહ્મભોજન એવું તો ઉત્કૃષ્ટ અને શ્રદ્ધા-

પૂર્વક કર્યું હતું કે તે સ્વાદિષ્ટ અને સરસ થયું હતું. તે ઘણું ખાધા છતાં તેના ઉપરજ ભાવ રહ્યો હતો. તે વખત મેં જેવું યથેચ્છ ખાધું હતું તેના મુકાબલામાં આ આવે નહિ. તે વખત મારાથી ચલાતું નહોતું તેથી મારા બંને છોકરા ભદ્રશંકર ને ઉદ્રશંકર મને બે હાથે ઝાલીને લઈ જતા હતા તેને પણ અમારા નગરવાસી ભૂદેવો વખાણતા નથી કેમકે તે વખતે તલકચંદ વૈદે મારા દીકરાને પૂછ્યું કે કેમ ભદ્રશંકર ખાધાની કેવી મજા પડી છે? ત્યારે મારા પુત્રને બદલે મેં જવાબ દીધો હતો કે બાપ્યાં અમારાં જમવાં! જે બે હાથ ઝાલીને છોકરા ઝાલી જાયછે તોપણ જવાય છે? જમવાં તો રામશંકર જયાનાં ભલાં કે જેમણે જમણ પછાડી પ્રાણ દીધા. મતલબ કે રામશંકર જયાએ તો એટલું બધું ખાધું હતું કે તેમનો જમવાને ઠેકાણેજ ચોટ્ટો કરવો પડ્યો હતો.

એવી રીત અકરાંતીઆની પેઠે ખાનારાઓને જમાડીને પોતાની મહા મહેનતનો મળવેલો પૈસો એળે ગુમાવવો એ ઘણુંજ અયોગ્ય છે. એવું સાધારણ સમજનારને પણ લાગતું હતું, પણ તે બિચારા કરે શું? એ વખતમાં કેળવણી ઉપર લક્ષ રાખનારા ઘણા થોડા હતા અને ઘણા માણસો અજ્ઞાન અને ઉપરના મત પ્રમાણેના જૂના વિચારના હતા. કેટલાક ભીખારીદાસો ઘેર ઘેર ભીખ માગીને અનાજ લાવે તેમાંથી જે નબળામાં નબળું હોય તે પોતે તથા પોતાનાં બાઈડી છોકરાં ખાય અને સારૂં હોય તેને વેચી સાટીને તેના પૈસા એકઠા કરે. કહ્યું છે કે "જેવું અન્ન તેવા ઓડ-

કાર" એટલે જેવું ખાય તેવી બુદ્ધિ થાય, એમાં કંઈજ નવાઈ નથી અને એવાની પ્રજા નિર્માલ્ય અને માબાપ્ર બુદ્ધિવાળી થાય, એમાં કંઇપણ નવાઈ નથી. મૂર્ખ માબાપો છોકરાંને સારૂં, સાદું અને પુષ્ટિકારક ખાવાનું ન આપે, તેમને શરીર રક્ષણાર્થે સાદાં અને જાડાં લૂગડાંની પણ તેવડ કરે નહિ, તેથી તેમને ચોમાસામાં સરદી લાગે, શિઆળામાં ટાઢ વાય, ઉનાળામાં તાપથી શરીર બગડી કાળું થઈ જાય અને તે જ્યારે માંદાં પડે ત્યારે દવા દારૂમાં દમડી સરખીએ ખરચે નહિ. તેવે ઠેકાણે દમડી સરખીનો પણ હિસાબ ગણે અને નાત જાતના ઉફાંત ખરચમાં ખરચવાને હાથ મોકળો મેલે તથા પાંચ પચીસ રૂપિઆ મંત્ર જંત્ર, દોરા ચીઠ્ઠી અને એવી વહેમી ક્રિયામાં વાપરે તેથી પરિણામે દુઃખ ભોગવે, તોપણ તનની દરકાર રાખવાના ઉપાય આગળ નજર ઉઘાડે નહીં, અને દીવો લઈને કૂવામાં પડે એવું કહેવાય. એવું થાય એ કેવું શોચનિય છે! છોકરૂં દોરા ધાગા કરતાં છતાં પણ લેવાતું જાય તોપણ તેમની આવા ખોટા વહેમ ઉપરની બેઠેલી શ્રદ્ધા મટે નહીં, એજ એમના દુર્ભાગ્યની નિશાની છે. પોતાની જાત કમાઇનો ઉપયોગ પોતાથી કે પોતાનાં છોકરાંથી થાય નહીં એટલુંજ નહીં પણ કેટલાએક દ્રવ્યના એવા દાસ જણાયા છે કે પંડે જોઈતાં જાડાં પણ લૂગડાં પહેરે નહીં ને પહેરવા દે નહીં. સાદું ને પુષ્ટિકારક અનાજ ખાય નહીં કે ખાવા આપે નહીં અને જે દ્રવ્ય ભેગું થાય તે એવી રીતે દાટી મૂકે કે તે કયે ઠેકાણે દાટ્યું છે તેની પોતાના નજીકના સગાને પણ ખબર પડવા ન દે; તેથી તેના વારસો બિચારા કંગાલ દશામાં પરાણે

દહાડા કહાડે પછી "ઓદે કોળ ને ભોગવે ભોરંગ." એ પ્રમાણે તે દાટેલું દ્રવ્ય કોઈ નશીબદારના હાથમાં જાય ત્યારેજ લોકના જાણવામાં આવે કે ભીખારીદાસના પૈસા નશીબદાર લક્ષ્મીરામના હાથમાં આવ્યા. ભિખારીની સ્થિતિ બતાવવાને નીચેની કવિતા ઉપયોગી ધારી દાખલ કરીછે તે ધ્યાનમાં રાખવા જેવી છે:—

"વસંતતિલકા છંદ."

તું ગર્વ પર્વત ચડયો શું ભિખારી તારી,
બ્રહ્માંડમાં સ્થિતિ બળી સૌથી નઠારી;
કોળી કલાલ હલકા જન જે નકારા,
તેના અહરનીશ ખમ જુજવા ટુંકારા. ॥ ૧ ॥
ગોધુમ શાળ ચણકાદિક ધાન્ય સારૂં;
તે વેચિને ચલવતો ઘરનું સુતારૂં.
તું લાંગ કાંગ મઠ કોદ્રવને જુવારી,
ખાતો નિરન્તર સુખી ન થતો ભિખારી. ॥ ૨ ॥
કંજુસ કાર્ય કરીને શીખ્યો કમાવું,
ખાંતેથકી સરસ મિષ્ટ ન ખાધું ખાવું;
મુર્ખાધિરાજ મનમાં કશું ના વિચાર્યું,
ભિખારીએ કરમમાં આ કયાં લખાવ્યું. ॥ ૩ ॥

આવા ભિખારીદાસો દિવસે દિવસે વધતા જાય ત્યારે તેમની ભીખની ભુંડી દશા થાય તેમાં નવાઇ નથી.

તીડાજોશીની દિવસે દિવસે ખાત્રી થતી ગઇ કે ગામપરગામમાં રાજ્ય તરફથી જ્ઞાન આપવાનાં સાધનની અનુકુળ પડે એમ ગોઠવણ થઇ છે તેથી પહેલાં પ્રમાણે આપણો પોબારો નથી; એટલુંજ નહિ પણ તેનો પોતાનો કાર વ્યવહાર કેવી રીતે ચાલશે એ બાબતની મોટી

ચિંતા પેઠી. અધુરામાં પુરૂં જોશીના છોકરાને જનોઈ દીધાને પૂરા બાર મહિનાએ થયા નથી એટલામાં તેમને ઘેર કન્યારત્નનો જન્મ થયો. એ વાતની વધામણી તીડા જોશીએ જ્યારે સાંભળી ત્યારે ઘરમાં રાંધ્યાં ધાન્ય રહ્યાં તથા તેને માથે એટલું બધું સંકટ અને શોક આવી પડયો કે તે પરમેશ્વરને પણ ગાળીપ્રદાન આપવાને અચકાયો નહિ, ને કહેવા લાગ્યો કે દૈવને દયા કયાંથી હોય. હે દેવ! મારે ઘેર તેં દીકરીને શું કરવા જન્મ આપ્યો એવું બોલી લમણે હાથ દેઈ પોકશ્રાધ કરવા માંડયું, એટલે ફળિઆનાં આડોશીપાડોશી ભેગાં થઈ ગયાં. તેમાં જે સંભાવિત મનુષ્ય હતાં તેમણે ધીરજ આપીને ઉપદેશ કર્યો કે જોશીબાવા રડો છો શું કરવા, હજુ તો એ બાળક છે, એટલામાં તે શું કરવા હબકી જાઓ છો? જોશીએ કહ્યું કે આ કાળીઆ છોકરાની પીડા તો વળગી છે અને આ બીજી છોકરીની પીડા. કેમકે છોકરી, એ પારકું ધન છે. ઘરમાં રખાય નહિ, અને મોટી થયે પરણાવી તેને સાસરે વળાવવી ઈત્યાદિ કરવામાં મોટો ખરચ થવાનો તથા "બારણે જમાઇ બાંધ્યો તે જમ બાંધ્યા બરોબર છે," એવી જે કહેવત ચાલે છે તે અમારી નાતમાં ખરી ઠરી છે અને તેજ વિચાર મારા મનમાં નિરંતર આવ્યા જ કરે છે. દીકરી સંબંધીનું ભારે ખરચ અને તેના ઉપર પડતાં સંકટો એ સઘળાનો વિચાર કરીએ તો એવું મોટું દુઃખ મારા સમજવા પ્રમાણે બીજું નથી. દીકરીઓનાં દુઃખ સુખી માબાપોથી પણ વેઠી શકાતાં નથી. એ મારા જાણવામાં યથાસ્થિત છે તો તે મારાથી સહન કેમ થઈ શકશે! કહેવત છે કે "ગાયને દીકરી જ્યાં

દીરે ત્યાં જાય" અને તેમને ભાગ્યેજ સુખ હોયછે. છોકરો હોય ને તે ગાંડો થાય, અપંગ હોય, નાશી જાય, નઠારો નીકળે, તથા વ્યસની થાય તોપણ મોટી ચિંતા ન થાય. પરન્તુ છોકરીને માથે જો કલંક આવે તો આખા કુટુંબને અને સગાંવહાલાંને જન્મારાનાં મહેણાં રહે ને તેમને મોં બહાર કાઢી ફરવાનો દહાડોતો આવેજ નહિ, તેથી વખતે આત્મઘાતનું મોટામાં મોટું પાપ કરવું પડે, માટેજ દીકરી સમાન બીજું દુઃખ નથી, વાસ્તે એનો કંઇ ઉપાય જડે તો સારૂં. એવાના એવાજ વિચારમાં શિખામણ દેનારનું એક વચન પણ સાંભળે નહિં.

એમ મનમાં વિચાર આવતાં રાત્રિ વીતી. એ ખરૂં છે કે ચિંતા સમાન બીજું દુઃખ નથી. ચિંતા ચીતા કરતાં એક ફક્ત અનુસ્વારનાજ તફાવતને લીધે વધારે દુઃખકારક છે, કેમકે ચીતા તો એક વખતજ બાળે છે પણ ચિંતા તો બાળી બાળીને રીબાવી મારે છે. એવી રીતે ચિંતા ઉત્પન્ન થયાથી એકજ દિવસમાં જોશીનું શરીર લેવાતું ચાલ્યું. અને તેના મનમાં નઠારા વિચારે મજબૂત ઘર કર્યાથી તેની બુદ્ધિમાં પણ ફેર પડવા લાગ્યો અને બુદ્ધિ બગડવાથી તે બાળહત્યા કરવાનો માનસિક ગુન્હો પણ કરી ચુકયો અને વાચિક ગુન્હો કરવા માટે પોતાની સ્ત્રી જે બિચારી સુવાવડના ખાટલામાં હતી અને જેને દશ વાસા પણ પૂરા થયા નહોતા એવું છતાં પણ તેની પાસે જઈ કહ્યું કે એ કન્યાને જો તું દૂધપીતી કરીશ તોજ આપણે સુખી થઇશું. સબબ એ કામ તારે સત્વર કરવું ઘટે છે. આવું સાંભળી તે બિચારી મૂળે તો સૂવાવડના ખાટલામાં નબળી અવસ્થામાં હતી; તેમાં વળી પોતાની

દીકરી જેને પ્રાણ સમાન વહાલી ગણનાર તેના કાનમ જોશીના આ શબ્દ બાણ જેવા લાગ્યાથી તેના મનમાં જે આવ્યું તેનું વર્ણન કરૂણારસમાં જે કરીએ તે થોડું છે. શબ્દના ભાલા લાગ્યાથી તેના મનમાં એવું આવ્યું કે જો આ સમયે ધરતી માતા માગ દે તો તેમાં સમાઇ જાઉં. આવી તેની સ્થિતિ જોતાં છતાં પણ પેલો હત્યારો જોશી તો હઠ લઇને ઉભો તે ઉભોજ. તેથી બાઇએ કહ્યું કે હમણા જાઓ પછીની વાત પછી છે તેથી જોશીને લગાર ધીરજ વળી, ને મનમાં લાગ્યું કે આજકાલ આવેલી આપદામાંથી મુક્ત થઇ શકીશ ખરો.

પેલી જનેતાને પોતાની અનાથ, ખૂબસુરત, નિરપરાધી બાળાને જોઇને એટલી તો દયા આવી કે તેણે પોતાનો પ્રાણ જાય કે ગમે તે સંકટ આવી પડે તોપણ આ બાળકીને મોટી કરવી એવું પણ લીધું. "કહ્યું છે કે છોકરૂં બાપની સાહેબીમાં ન ઉછરે પણ માના રેંટિઆમાં મોટું થાય," એટલે મા રેંટિઓ પૂણી કરી તેની આસનાવાસના કરી પોતે પરમ દુઃખ વેઠીને પણ છોકરાંને ઉછેરે છે.. માતા સમાન છોકરાં ઉપર હેત રાખનાર પરમેશ્વર સિવાય બીજું કોઇ છેજ નહિ; એમ કહીએ તો ખોટું નથી. આખી દુનિયાનું ઝવેર ને સોનું ભેગું કરી તેને એક ત્રાજવામાં મૂકીએ ને બીજા ત્રાજવામાં માનું હેત મૂકીને જોખીએ તો તે હેત નમે છે એવું પ્રિય માનું હેત છે. પક્ષીની માદા પણ પોતાનાં બચ્ચાં ઉપર અતિ પ્રેમ રાખે છે તો મનુષ્ય પ્રાણી જેને પરમેશ્વરે અંગજ્ઞાન ને તર્કશક્તિ આપેલાં છે તેની સાથે જ્ઞાનશક્તિ છે તેને વિશેષ હેત હોય તેમાં કંઇપણ નવાઇ

નથી. આવા પ્રેમથી પેલી જનેતાએ નક્કી કર્યું કે જ્યાં સુધી મારા ખોળીઆમાં પ્રાણ રહે ત્યાં સુધી મારે એનું રક્ષણ કરવું કરવુંને કરવુંજ. આ પછી બે ત્રણ દિવસે જોશી પાછા ફરીને પૂછવા લાગ્યા કે કેમ હજુ સુધી પેલું ફરમાવેલું કામ થયું નથી? ત્યારે તેણે જવાબ દીધો કે એ બાળહત્યા અને સ્ત્રીહત્યા હું આજીજી કરીને કહું છું કે મારાથી કદી પણ થવાની નથી. એ અપરાધનો ગમે એવો દંડ થાય પણ સ્વામીનાથ એ બને નહિ અને મારા દેખતાં બીજાને પણ હું એવું પાપકર્મ કરવા દેવાની નથી. માટે આપ પ્રથમ મારો પ્રાણ લઈ પછી એનો લ્યો. મારે આ ક્ષણભંગુર દુનિયામાં જીવીને સુખ ભોગવવું નથી. જેને અક્ષય રહેવું હોય તે એ કામ સુખે કરે, પ્રથમ હું મારો પ્રાણ આપ માગો તો આપવા તૈયાર છું. એવી રીત વિનવી વિનવીને કરૂણારસથી એટલા બધા કલ્પાંતની સાથે કહ્યું કે જેથી તે ક્રૂર જોશીની વજ્ર જેવી છાતી પીગળીને પાતળી પાણી જેવી થઇ ગઈ, તેથી તે કન્યા મારી નાંખવાનો વિચાર અંતે તેને માંડી વાળવો પડયો. કેમકે જોશીના મનમાં તે વખતે બીજો પણ વિચાર આવ્યો. "वृद्धापकाले मृता भार्या" કે વૃદ્ધાવસ્થા ઘણી નજીક આવી પહોંચી છે. છોકરો દાધારંગો છેજ, ઉદ્યમ ધંધો દિવસે દિવસે ઓછો થતો જાય છે તેથી એવામાં બાઇડી ગઈ તો પછી મારી શી વલે થવાની. કેમકે તે પ્રાણ ત્યાગ કર્યા વગર રહેવાની નથી. માટે બાઇડીની શીખામણ સ્વીકારી. એ વખતે પાછો બીજો પણ એવો વિચાર આવ્યો કે આ વખત તેનું શરીર કૃશ થઇ ગયું છે, અને વિપત્તિમાં છે, તેમાં

છોકરી સંબંધીના વિચાર આખીવાર મનમાં રહેશે તો મારૂં ઘર સાગટું બેસશે તેથી છાતી ઠોકીને હિંમત દીધી કે તારા કહેવાથી હવે હું પૂરેપૂરૂં સમજ્યો કે એ પાપનું કામ ન કરવું. પણ એને ઉછેરીને મોટી કરવી પછી આગળ ભગવાન જેવો ધણી છે, જે કીડીને કણ ને હાથીને મણ ગમે તે રીતે આપે છે. આવા શબ્દ સાંભળ્યા ત્યારે સ્ત્રીને એટલી બધી નિરાંત ને શાંતિ વળી કે ખારા પાણીના પાટમાં મીઠા પાણીની વરેડી મળે એવું લાગ્યું.

તીડા જોશીની વહુને સવા મહિનો થયો એટલે તે નાહી ધોઈને ઉઠી, તેથી જોશીને જે માથાકૂટ કરવી પડતી હતી તે સઘળી મટી ગઈ, અને તે ઘરના કામથી છૂટો થયો. ત્યાર પછીના તીડા જોશીના દિવસ પરાકાષ્ટાએ જવા લાગ્યા. ગામમાંથી જે ધૂતી ખાવાનું મળતું હતું તે ઓછું થવા લાગ્યું. એવી રીતે બંને સ્ત્રી પુરૂષ અને બે છોકરાં દિવસ નિર્ગમન કરતાં હતાં અને કાળીદાસને બાર તેર વર્ષ થવા આવ્યાં તોપણ તે તો કાળા અક્ષરને કૂટી મારનારોજ રહ્યો, તેમ અક્કલ પણ તેવીજ બુદ્ધી થતી ચાલી, તોપણ એવા છોકરાને પરણાવવા ઉપર જોશીને પૂર્ણ પ્રેમ થયો, તો તેની ધણીઆણીને થાય તેમાં આગ્રી નવાઈ નથી. એ સમયમાં જોશીનું કુળ શ્રેષ્ટતામાં ગણાતું હતું, તેથી સારે સારે ઠેકાણેથી ઉપરાઆપરી માગાં આવવા માંડ્યાં પણ જાતે નવ માતૃ શુદ્ધ ગજવાના વર માટે વધારે પહેરામણી આપે તેને ઘેરજ વેવીશાળ કરવું. એમ કરવાથી લોભે લાભ ઓવાનો વારો આવ્યો. જે કોઈ વિવાહનું પૂછવા આવે તેને વાંકડાની

રકમ ઓછી છે એવું બહાનું કાઢી ચોખ્ખી ના કહે. "ગોળે મરે તેને વિખ શું કરવા આપવું." એ કહેવત ધ્યાનમાં રાખી નહિ પણ ખોટું લાગે એવા વેણથી નકાર કરે, તેથી જેમને ના કહેલી તે સઘળા તેમના દુશ્મન થઈ પડ્યા. તેથી આખી નાતમાં વાતો ફેલાવી કે તીડા જોશીનું કુળ તો બંગાળી છે માટે એમની બરોબરી બંગાળીઆની કન્યા માગ્યા સિવાય છોકરાનો આંહલો કરવા દેવાના નથી. વળી જે કોઈ તેને ત્યાં કન્યાનો વાગ્દાન સંસ્કાર કરવા જાય તેને ભમાવીને પાછા કાઢે, અને વેવીશાળ ન મળે એવા પ્રયત્ન તેઓ કરવા લાગ્યા. તથા તે જોશીના નામ પછવાડે બંગાળી છાપ સઘળી નાતમાં છપાઈ ચૂકી. છોકરો જેમ દિવસે દિવસે મોટો થતો ગયો તેમ ઊંચ કુળના લોકોમાંથી કોઈપણ ભાવ પૂછવા લાગ્યું નહિ એટલે જોશીની અહંકારમાં મીચાએલી આંખો ઉઘડી તેથીજ મનમાં વિચાર આવ્યો કે ગમે તેવે ઠેકાણે અને ગમે તેવે વાંકડે વિવાહ કર્યા વગર હવે ચાલવાનું નથી. એવામાં વટપત્તન જેને હાલ વડોદરૂં કહે છે ત્યાં એમની ન્યાતિનો મેળાવડો ર્ક્યો. તેથી દક્ષિણા તથા વાટ ખરચ મળવાની લાલચથી જોશી ત્યાં સીધાવ્યા અને તે અરસામાં અલારસાના રહીશ વિશ્વનાથ પંડિત પણ ત્યાં ન્યાતિનું દર્શન કરવા આવ્યા હતા. તેમને ઘેર કેળના ગર્ભ સરખી, ચંદ્રવદની, કેશરીની કટી જેવી કટીવાળી, મૃગ નયની, સુશીલ, સુલક્ષણી, સરસ્વતિનો અવતાર, સરસ્વતિ મણી જેવી બાઈ નામે પુત્રી હતી, તેને પરણાવવા સારૂં પંડિતજી ઉંચા કુળનો વર ખોળતા હતા. પણ નાતમાં ઊંચા

કુળનો કોઈ વર મળતો નહોતો, કેમકે પંડિતજીનું કુળ નીચું ગણાતું હતું. એવામાં કોઈ સંકેતિએ તેમને અને તીડા જોશીને ભેગા કરી દીધા, અને લાકડે માંકડું બઝાડી આપ્યું તેથી પંડિતજીએ પોતાની સરસ્વતિ નામે કન્યાના વિવાહ વિષે પૂછ્યું તેથી જોશીએ "લપસી પડ્યા તો નમસ્કાર" તથા "જોઈતું હતું અને વૈદ્યે કહ્યું" એમ ધારી હા કહી. કેમકે નાતમાં પંડિતજી સિવાય બીજો કોઈપણ ભાવ પૂછનાર મળ્યો નહોતો. પંડિતજી પાસેથી પહેરામણી પણ સારી મળનાર હતી એ સર્વ જોઈ જોશીએ હા કહી હતી. તેથી ત્યાંને ત્યાંજ વાક્દાન સંસ્કાર કર્યો તથા પાઘડી બંધાવી ચાંલ્લો કરી રૂપિઆ આપી પાસે બેસનારાઓને ગોળધાણા વહેંચ્યા. પછી તેજ દિવસે ચૈત્ર સુદી પંચમીને ચંદ્રવારનું શુભ લગ્ન નક્કી કર્યું. તેથી બંને વહેવાઈઓએ પોતપોતાનાં સગાંવહાલાં અને ઓળખીતાંઓને કંકોતરીઓ પણ ત્યાંજ લખી, અને તેના ઉપર કંકુ છાંટી જે સગાંવહાલાં કે ઓળખીતાં આવ્યાં હતાં તેને હાથોહાથ આપી. અને વટપત્તનથીજ બીજી ટપાલ માર્ગે મોકલાવી. મેળાવડો વેરાયા પછી બંને વહેવાઈઓ પોતપોતાને ગામ ગયા અને લગ્નની ધામધુમ સાથે તૈયારીઓ કરવા માંડી. આમાદથી જોશીજીએ જાન શણગારી, સગાંવહાલાં સર્વને તેડી ગામના જાનૈયા સહવર્તમાન ગાડીઘોડા સાથે મહૂર્તને દિવસેજ બાર ઉપર ત્રણ વાગે અલારસાની ભાગોળે આવી પહોંચ્યા ને મહાદેવની ધર્મશાળામાં પડાવ નાંખ્યો. પંડિતજી અતિ વિદ્વાન, સત્યવક્તા, સુશીલ, અને ઘણા વિવેકી હતા અને તે જાણતા હતા કે જોશીજી મોટા ગામના

રહીશ અને ઉંચા કુળના છે. માટે તેમના પૂત્ર પણ નિપૂણ ને ડાહ્યા હશે. વળી નાતમાં એમના સરસંબંધ પણ ઘણા સારા છે. માટે એવા કુળવાન સગાને લીધે આપણે નાત જાતમાં ઉજળા દેખાઈશું. જાન આવ્યાની ખબર થઈ એટલે તેને સામૈયું કરી જાનીવાસે આણી. પછી તુરતજ નમસ્કારાદિ સંસ્કાર તથા કલવું લઈ જવાના જે જે સંસ્કાર હતા તે તે શુકલજીએ કરાવ્યા. બરોબર નિયમીત વખતે મુહૂર્ત પ્રમાણેજ વરને ચોરીમા લાવ્યા પછી લગનની ક્રિયા થવા માંડી. પછી કન્યાને તેના મામાએ ચોરીમાં પધરાવી. વેદીઆને શુકલોએ મંગળાષ્ટકનો આરંભ કર્યો પછી બરોબર ૧૧ ને પાંચ મિનિટ મંગળાષ્ટક બંધ કરી અન્તરપડ ઉપાડી લીધું. પછી ગોત્રોચ્ચાર શુકલજીએ અને આચાર્યે કરવા માંડયો. એ ગોત્રોચ્ચારથી એમ જણાઈ આવે છે કે કયાં કયા ગોત્ર, પ્રવરશાખાં, વર કન્યાના બાપ તથા મોશાળનાં છે. શાસ્ત્ર પ્રમાણે એકજ ગોત્રમાં વરકન્યાથી પરણાતું નથી. માટે ગોત્રોચ્ચારની ઘણી અગત્ય છે. એટલું થયા પછી હસ્ત મેળાપ થાય છે ત્યારે પંડિતજીને વર તરફનું સઘળું વિપરીત ભાસવા લાગ્યું. અને કન્યાનાં સગાંને વર જોઈને અતિ ઘણો ખેદ થયો તેમ પંડિતજીને થાય તેમાં કંઈજ નવાઈ નથી, પણ પાણી પીને ઘર પૂછયાથી ફળ શું? અનાથ દીકરીનું લગન આવા અનઘડ વર સાથે વગર વિચારે થવાથી અયોગ્ય દાન અપાય છે. દાન લેનાર લાયક છે કે નહિ તે તપાસાયું નથી એ માઠું પાપકર્મ કર્યું છે. એવું લાગવાથી વિદ્વાન પિતાને જે ખેદ થાય તેનું કરૂણારસમાં વિસ્તારથી જે

વર્ણન કરીએ તે ઓછું છે, પણ બનવાકાળ આગળ નિરૂપાય છે, એમ ધારી મન વાળ્યું. પછી વરકન્યા પરણી ઉઠી જમનારમાંથી જે જમનાર હતા તે વરકન્યાની સાથે જમ્યા પછી સર્વ સર્વને ઠેકાણે સૂઇ ગયાં. બીજે દિવસે પ્રાતઃકાળમાં સર્વ ઉઠી રોજકૃત્ય કરવાનું હતું તે કર્યા પછી ચરભક્ષ થયો. ત્રીજે દિવસે પહેરામણી થઈ તેમાં પરઠણ કરતાં પણ પંડિતજીએ વધારે આપ્યું ને ચોથે દિવસે જાન વિદાયગીરી કરી તે વખતે ભાગોળે ઉભા રહી બ્રાહ્મણીઆ રીવાજ મુજબ વિદાયગીરીના નમસ્કાર પંડિતજીએ કર્યા ને જ્ઞાતિ શીરસ્તા પ્રમાણે તે વખતે જે આપવાનો ચાલ હતો તે યથાસ્થિત કરી ચૂકયા, તોપણ જોશીજી લોભની લાલચે લઢી પડ્યા. આટલું છતાં પણ પંડિતજીએ તે વાત મનમાં ન આણતાં જોશીનું ખાટું મન ન કરતાં પાંચ રૂપીઆ જાસ્તી આપી સલાહ શાંતિથી વિદાયગીરી કરી. વર કન્યાને લેઈને જાન સહિત જોશી પોતાને ગામ આમોદ આવ્યા, ને ગાજતે વાજતે ઘરમાં પેઠા. વરકન્યાને જોશીની વહુએ પોંકી લીધાં. સરસ્વતીબાઈના સસરા તીડાજોશીના મુકાબિલે સાસુજી લગાર ડાહ્યાં ને ઠીક હતાં તેથી વહુને નીરખી આનંદ પામ્યાં, તથા તેની યથાયોગ્ય બરદાશ ને આસના વાસના કરી.

કન્યાને તે વખતે ૧૧ વરસ થયાં હતાં તોપણ તેને દેવનગરી લિપિમાં સારી રીતે લખતાં વાંચતાં આવડતું હતું તથા કેટલાક સ્તોત્રપાઠ ઉપરાંત ભગવતગીતાનું કંઇક જ્ઞાન તેને હતું. તેનું નીતિજ્ઞાન તો એટલું બધું ઉત્તમ હતું કે તે અરસામાં જે જ્ઞાની બાઇઓ ધર્મકર્મમાં કુશળ

ણોવી હતી તે પણ તેની ખરાબરી કરી શકે નહિ. રાજ નેત્ય નિયમ પ્રમાણે પાઠ પૂજા ને ભગવતભજન કરે તે જોઈને તેની સાસુને મનમાં લાગ્યું કે આવું રત્ન પથર સાડે વળગાડેલું છે. એ વાંચેછે કેવું કડકડાટ! અને વિદ્વાન-બ્રાહ્મણ પ્રમાણે ઉચ્ચાર કરી પાઠપૂજા, સ્તવન, સ્તુતી ને ભજન કરેછે અને આપણા કાળાભાઈ તો બુડથલ છે માટે આવા પાણીએ મગ ચડે એમ લાગતું નથી. આ વખતથીજ જોશીજીના ઘરમાં કંકાસનું બી રાપાત, પરન્તુ શીરસ્તો એવો છે કે પહેલીવાર સાસરે આવેલી કન્યાને લાબોટુંકો શબ્દ તેના મનમાં લાગે એવો કહેવામાં આવતો નથી. બલકે ઓર તેની ખાધાપીધા વગેરેની સારી રીતે યથાસ્થિત બરદાશ રાખવામાં આવેછે તથા આસના વાસના કરી ભાવતાં ભોજન આપી તેનું મન પ્રફુલ્લિત રાખવામાં આવેછે, અને એ વખત સાસુ વહુને માદીકરી કરતાં પણ વધારે સારૂં હેત હોયછે. પરન્તુ જ્યારે બીજે આણે આવેછે ત્યારથીજ સાસુ વહુને કેટલેક ઠેકાણે ઊંદર બિલાડી જેવું વૈર બંધાયછે. પરણાવીને લાવેલી કન્યાને સાસરામાં ઘણા દિવસ રાખવામાં આવતી નથી, માટેજ સાસુ તેના ઉપર વધારે વહાલ ને ભાવ બતાવેછે એમ નથી, પણ એવો રીવાજ છે; તેથી જોશીની વહુએ તેના ઉપર પ્યાર બતાવી તેને સારૂં સારૂં ખાવાનું આપવામાં બાકી રાખી નહિ.

ન્યાતના ધારાની રૂએ બાર તેર દિવસ થયા કે કન્યાને તેડવાને તેનો ભાઈ આવ્યો અને વહેવાઈ અને વહેવાણને દંડવત્ પ્રણામ કરી પોતાની બહેનને તેડી જવાને આગ્રહપૂર્વક વિનતિ કરી. તે વેવાઈ અને વેવાણ

બંનેએ કબુલ કરી તથી બીજે દિવસે ભાઈ પોતાની પ્રિય બહેનને તેડી પોતાને ગામ જવા માટે એક ગડવીનું ગાડું ભાડે કરી, તેમાં બંને ભાઈબહેન બેશી ઘર તરફ જવા નીકળ્યાં. ગાડીમાં બેશી જતાં જતાં રસ્તાની શોભા જોતાં હતાં અને આસપાસનો દેખાવ જોઈ જગતની રચનાનું મનન કરતાં વિચારમાં ને વિચારમાં બાર વાગ્યાનો વખત થયો તથી એક ઝાડી આવી ત્યાં બપોર કરવા વાસ્તે આરામ કર્યો. એ સમયે રસ્તાની શોભા તેમના જોવામાં અતિ રમણિય આવી. પંડિતજીનો પુત્ર મૂળથીજ શોધક બુદ્ધિનો તથા વિચિક્ષણ હતો તેથી તે પોતાની માની જણી બહેનને વન ઉપવનની શોભા નજરે નજર બતાવવાને વધારે ખંતી હતો. એ કારણથી તે શોભા બતાવવા લાગ્યો. દિવસ ગ્રીષ્મકાળના હતા તેથી તાપ તો કહે મારૂં કામ માટે એક ઝાડીમાં કબીરવડ જેવા એક વિસ્તારવાળા વડની ઘટા નીચે ગાડી છોડાવી. ગાડીમાંથી પાથરણું લેઈ તે પાથરી બંને ભાઈ બહેન બેઠાં. પાસે એક સરોવર મોતી જેવા નિર્મળ પાણીથી ભરપૂર હતું તેની આસપાસ વડ, લીમડા, આંબા, જાંબુ, ખીલી, અશોકપલ્લવ, ચંપા, ખડચંપા, શેતૂર એવાં એવાં વૃક્ષો; તથા ચંબેલી, મોગરો, ગુલાબ, પારીજાતક, ગુલછડી, ડમરો એવા એવા પુષ્પના છોડ તથા બીજી વેલીઓ આવી રહેલી હતી; આસપાસના ઝાડોની ઘટાથી પાણી ઠંડુંગાર જેવું થએલું હતું કે બરફને પણ ભૂલી જઈએ. તે સરોવરની પાસે સ્થાન કરી બંને ભાઈ બહેન ભાતું ખાવા બેઠાં. તે એવું તો સ્વાદિષ્ટ લાગ્યું કે તેવું ખાવાની મઝા સારાં સારાં પક્વાનની પણ આજ સુધી આવેલી નહિ.

ખાઈ રહ્યા પછી પાણી પી નિરાંતમાં બેઠા છે, એ-
ટલે પ્રાચિનકાળના મહર્ષિઓની વાતો સાંભરી આવી.
તેની સાથે આ જમાનાનો મુકાબિલો કર્યો, તો તેમના
મનમાં પક્કું ઠશ્યું કે આવા એકાંત વાસમાં રહીનેજ મ-
હર્ષિઓએ સત્ય જ્ઞાન સંપાદન કરેલું છે. આવી જગા
ધાર્મિક જ્ઞાન લેવાને યોગ્ય છે, તેમ સંસારની વિશ્રાંતિનું
ખરેખરૂં પવિત્ર સ્થળ છે. આવાજ એકાંત વાસથી મ-
ગજ તર રહેછે તેથી તે વધારે જ્ઞાન મેળવવાને લાયક
થાયછે. આપણીજ આ વખતની સ્થિતિ જોઇએ છીએ
તો આપણું મન કેવું નિવૃત્ત અને શાંત છે. મહાજ્ઞાની
મુનિઓને જ્ઞાનવૃદ્ધિનું એ પણ એક કારણ હતું એમ
કેમ ન કહી શકાય? પ્રાતઃકાળમાં આપણે પેર જેવી નિ-
રાંત આપણા મનમાં રહેછે તેવી નિરાંત તે કાળ વિત્યા
પછીના કાળમાં રહેતી નથી, માટે અગાડીના મહર્ષિઓ
ઘણા ભાગ્યવાન હતા કે તેઓ આવા આશ્રમમાં સુખરૂપ
નિર્ભયપણે શાંતીમાં રહેતા એમ કહીએ તો તે અતિશ-
યોક્તિ છે એમ કોઇથી પણ કહી શકાવાનું નથી. એમ
વાકયવિનોદ કરેછે. તે વખતે મંદસુગંધ અને શીતળ વા-
યુના ઝપાટાથી શરીરને ટાઢક વળતી હતી; કોયલ, મોર,
મેના, પોપટ, કાકાકૌવા ઇત્યાદિ સુસ્વરવાળાં પક્ષીના
મધુર શબ્દથી તેમના કર્ણને ઘણીજ મીઠાશ લાગતી હતી;
કેરી, રાયણ, લીંબુ, અંજીર, નારંગી, પપનસ, અનનસ,
સફરજલ, મોસંબી, બોર, દાડમ, જામફળ, રામફળ,
ઇત્યાદિ ફળથી તેમની જીંહાને મીઠાશ લાગતી હતી;
ગુલાબ, મોગરો, ચંબેલી, જુઇ, હારસીંગા તથા ચંપાના
પુષ્પોથી; અને ચંદનવૃક્ષ, (સુખડ) અગર ઇત્યાદિથી તેમની

નાશીકાને સુવાસીત મીઠાશ લાગતી હતી; આસપાસના મનોરંજક દેખાવ અને વનમાં પશુ પક્ષીનો નાટ્યારમ્ભ તથા ચિત્રવિચિત્ર રંગો જોઈ તેમની આંખોને ઠંડક વળ-વી હતી; એ પ્રમાણે ગ્રીષ્મઋતુનાં સુખ ભોગવવા ભાઈ બ્હેન બંને બેઠાં છે, અને સાથે ગાડીવાન પણ તેજ ભોગવેછે એટલામાં ભાઈને ઠંડી લહેરથી ઉંઘનું ઝોલું આવ્યું, તેથી તેણે વામકુક્ષી કરી લગાર આરામ લીધો. તે જ્યારે ઉઠયો ત્યારે પોતાની બ્હેનને જાગતી બેઠેલી જોઈને કહ્યું કે હે! બ્હેન મને જરા નિદ્રા આવી તેથી તને એકલાં બેશી રહેવું ગમ્યું નહિ હોય અને મન ભ-મતું હશે! બ્હેને કહ્યું કે મોટા ભાઈ તમે આરામ લીધો કે તરતજ મારી નજર આ બેઠેલા ગઢવી ગાડી-વાન તરફ ગઈ તેથી મને લગાર રમુજ પડી, કેમકે તે-ણે વાલની દાળ જેટલું તેમની રૂપાની દાબડીમાં અ-ફીણ હતું તેમાંથી લેઈ તેનો રૂનું પેલ કરી તેમાં અફીણ નાંખી પાણીથી કસુમ્બો કહાડી ટપકે ટપકે ગાળીને પીધો ને ઝોલાં ખાવા મંડી ગયા. તે વખતે મને કચ્છના ચં-દ્રસિંહ રાઠોડની વાત સાંભરી આવી તેથી બહુજ ગમત પડી. બાઈએ પૂછ્યું તે વાત શી છે? તે કહે તો સારૂં. બ્હેને વાત કહેવાનો આરમ્ભ કર્યો:—

કચ્છ પ્રાંતમાં લખપત બંદરની પાસે વિષગઢ કરીને એક ગામ છે તેમાં ચંદ્રસિંહ રાઠોડ કરીને એક ગામતી ગરાશીઓ રહેતો હતો. તેને અફીણનો કસુમ્બો પીવાની બહુજ આદત પડી ગએલી હતી, અને હરરોજ કસુમ્બો પીવા લાગ્યો અને કસુમ્બો પીએ એટલે કેફની લહેરમાં કંઈપણ ગતાગમ રહે નહિ. રોજ ચાકરને કચ્છી ભાષામાં

કહે કે "ભા છળદાસ ઘોળોગનીઅચ? ત્યારે તે કહે કે ભા પીઆ. ત્યારે ઠાકોર કહે કયારે. ત્યારે તે કહે કે ભા મૂછ પે ન્યારો. ત્યારે તે કહે કે એમ." આનો સારાંશ એ કે ઠાકોર ચાકરને કહે કે દૂધ લઈ આવ? તેથી તે દરરોજ દૂધ લાવી તેમાંથી બે આંગળીઓ બોળીને ઠાકોરની મૂછપર ચોપડે ને બધું દૂધ પોતે પી જાય, તે વાતની ઠાકોરને કેફની લહેરમાં ખબર રહે નહિ, ને તે ઠાકોર ફરીને પૂછે કે હજી સુધી દૂધ કેમ લાવ્યો નહિ? ત્યારે તે કહે કે તે તો તમે પી ગયા. ત્યારે ઠાકોર કહે કે કયારે? ત્યારે તે કહે કે કયારનાય! આપ મૂછો ઉપર તો જુઓ ત્યારે ઠાકોર મૂછ ઉપર જોઈને એમ કહે કે ઓઈ મારૂ હાર એમ થયું કે. એવી રીત તેને બાધાનું પણ ભાન રહે નહિ તેથી મેં સાવચેતી રાખી કે ગાડીવાને તો અફીણનો કસુંબો પીધો છે; માટે આ ગાડી, બળદ ને આપણો સરસામાન કોણ સંભાળશે માટે સાવચેત રહેવાય તો ઠીક. એવા વિચારથી મને ઊંઘ આવતી હતી તે મેં અટકાવી. આ પ્રસંગે મને એક કવિતા કૃષ્ણાનંદ સરસ્વતી નામના સ્વામીએ કહી હતી તે યાદ આવી છે. તેમાં અફીણના દુર્ગુણ સઘળા આવી જાય છે માટે એ ગાડીવાનને બોધ મળે અને આપણને રમૂજ લાગે એવું જાણી પ્રથમ એનું વર્ણન કરી પછીથી તે કવિતા બોલીશ.

પેલા ગઢવી ગાડીવાનને સાવધ કરી પેલી છોકરીએ કહ્યું કે હે! રામસિંહ ગઢવી તમને અફીણ ખાવાની ટેવ છે, તે ઘણી ખોટી છે માટે એ ટેવ છોડો તો તમને ફાયદો થાય કે નહિ! બારોટે કહ્યું કે હે! બહેન મને સંઘરણીનો વ્યાધી થયો હતો તે ઘણા ઘણા ઉપાય કરવા છતાં મ-

ટયો નહિ ત્યારે નરહરી વૈદ્યની સલાહથી એ ખાવાની જરૂર પડી, ને હવે તો ટેવ પડી ગઈ છે તેથી એ ખાધા વિના છૂટકો થતો નથી. તે માટે એ ખાવું પડે છે. ત્યારે બાઈએ કહ્યું કે ગઢવી તમને અફીણ પ્રથમ શી રીતે થયું તેની ખબર છે? ત્યારે ગઢવી બોલ્યા કે મને તો માલૂમ નથી પણ તેની ઉત્પત્તિ વિષે તમે જાણતા હો તે કહેશો તો ઠીક પડશે. ત્યારે બાઈએ કહ્યું કે જો જો ગઢવી એની અવગણના આવે તોપણ કૃપા કરી દુઃખ લગાડશો નહિ હો! એ વાતમાં શંકા રહેતી હોય તો મુજે પૂછજો એવું કહી વાત ચાલુ કરી.

એક વખત સંવત સાતસેંના સૈકાને આશરે સુકાળશા શેઠના વખતમાં આપણે જે રસ્તે આવ્યા તેવેજ રસ્તે એક રજપૂત પોતાની સ્ત્રી સાથે ઘોડા ઉપર બેશી જતો હતો. તેવામાં રજપૂતને ઘણી તરસ લાગી તેથી તે રસ્તામાં એક વાવ આવી એટલે ઘોડા ઉપરથી ઉતરી વાવમાં પોતાની સ્ત્રીને કહીને પાણી પીવા ગયો. તો ત્યાં એક સાપ દેડકાને ગળતો હતો, ને તે સાપને મારવાને બિલાડી ટાંપી રહી હતી, તે જેવો રજપૂત પાણી પીવા જાય છે કે એકદમ બિલાડીએ સાપને ઝાલ્યો કે તુરત રજપૂતે પોતાની તરવારથી ત્રણેને વછોડવા માંડયાં; પણ વછોડવા જતાં ત્રણેના ટુકડા થઈ ગયા, અને ત્રણે તેજ સ્થળે મરણ પામ્યાં. કર્મ સંયોગે તે વખત એક વાટપાડુ લૂટારો બાઈડી ને માલ લઈ જવાની લાલચે આવ્યો, ને રજપૂત વાવમાં જઈને પેલા ત્રણેને છોડાવા જતાં તે મરી જાયછે, તેજ વખતે તેણે ઝટકો મારી રજપૂતને પણ ઠાર કર્યો. પછી તે લૂટારો બાઈડી પાસે આવ્યો, પણ તે જાતે રજપૂતાણી

ને પતિવ્રતા, અને લક્ષપૂર્વક અવલોકનથી વિચાર કરી વર્તનાર હતી, તેથી પેલો પાસે આવ્યો, કે પોતાના સ્વામીને યાદ કર્યો. ત્યારે તે લૂટારા ચોરે કહ્યું કે તેને તો હું કેઇ વખતનોય ભોંય ભેગો કરીને આવ્યો છું. ત્યારે રજપૂતાણીએ કહ્યું કે હું નજરેનજર જોયા સિવાય એ વાત માનું નહિ. એવું તેનું વચન સાંભળ્યાથી ચોરને મનમાં નિરાંત વળી ને વિચાર કરવા લાગ્યો કે એ જો ઘોડા ઉપરથી ઉતરી તો પછી કયાં જનાર છે. બાઇડીનું જોર શું છે, મારા જોર આગળ એ કીશ માત્ર છે. એટલામાં તે બાઇ ઘોડા ઉપરથી નીચે ઉતરી ઘોડાને ઉભો. રાખી ઉતાવળી ઉતાવળી વાવ તરફ દોડી કે ચોર પણ તેની પાછળ પાછળ ગયો અને તે નજીક જવા પામ્યો નથી એટલામાં તો તે પોતાના મરણ પામેલા સ્વામીની પાસે જઈ ઉભી રહી. સ્વામીની તલવાર નીહાળી તેના ટાંટીઆમાં જોર આવ્યું, એટલામાં ચોર પણ ત્યાંજ આવ્યો, અને જેવો તેને હાથે બાઝવા જાય છે કે પેલીએ પોતાના સ્વામીની નીહાળેલી તલવાર લઈ હાથવતે એંચી ચોરને કહ્યું કે હવે તારા પ્રાણની આશા રાખું તો અહીંથી જા તોપણ તે પોતાની તલવાર લઇને તેને પણ મારવા આવ્યો, કે તે બહાદૂર બાઇએ પોતાનું શિઅળવ્રત સાચવવાને ચોરને તેને તેજ જગોએ ઠાર કર્યો. પછી પોતાના ઘોડા પાસે આવી તે વખત તેની છાતી કહ્યું કરે નહિ. એવી રીતે હૃદય ભરાઇ આવ્યું, પણ હવે વિચાર કરવાનો લાંબો વખત રહ્યો નહોતો. કેમકે વગડામાં એકલી અબળા જાત અને સંકટના ડુંગર નીચે દબાઇ ગએલી, તેથી મનમાં હજાર પ્રકારના તરંગ આવવા લા-

આ માટે શું કરવું તે સૂઝે નહિ. જો ઝાઝીવાર વિચાર કરવા ટકે તો બીજી એના કરતાં પણ મહાભારત આફત માથા ઉપર આવી પડે, તેમાંથી છૂટવું મહા મુશ્કેલ થઈ પડે ને વખતે ફસાઈ પણ જવાય, માટે સત્વર કરવું હોય તે કરવું એમ નક્કી થયું. જો ઘોડો લઈને ઘેર જાય તો લોકને સગાંના મનમાં વસવસો આવે કે ધણીને મારીને આવી. જો બનેલી વાત કહેતા સરકારમાં સં-ભળાવવું પડે ને ન સંભળાવ્યાનો ગુન્હો ઠરે. વળી પોલીસ વગેરે તપાસ કરે ત્યારે કોરટમાં ને બીજે જવું પડે તેથી કુળને લાજ લાગે એ સિવાય રંડાપાનું મહા માટું સંકટ વેઠવું પડે તે જુદું અને પતિવૃતાના વૃતને વખતે લાં-છન પણ લાગે તેથી મરવાનો નિશ્ચય કર્યો. ઘોડાને છૂટો મેલવાનો વિચાર મનમાં આવ્યો પણ તે માયાળુ ઘોડો એકલો રહેવાનો નથી, ને હીજરાઈ હીજરાઈને મરી જશે એ ખોટું છે, વળી અમારો પોતાનો ઘોડો બીજાને હાથ જશે તો તજવીજ થશે તે વખતે લાશ ગુંથાશે. એવા મનસુબાથી ઘોડાને પણ તેજ જગાએ મારી નાંખી પોતે પણ તલવારથી ગળું કાપી મર્ણ પામી. એ રસ્તે ભૂતપ્રેતનો વહેમ હતો તેથી કોઈ આવે જાય નહિ એવી રીતે તે રસ્તો અવડ ને ઝાડીમાં હતો. એવામાં એક ભૂત ફરતું ફરતું તે જગાએ આવ્યું તેણે આ સઘળું માંસ ખાધું તેથી પેટ ફાટ્યું ને તે પણ ત્યાંજ મરણ પામ્યું. તે જગાએ એક રાફડાનો માટીનો ઢગલો થયો તે ઉપર એક જાતનો છોડ ઉગ્યો તેમાથી અફીણ થયું, માટે તે અફીણ મા તે આઠ જણના ગુણ આવ્યા છે. તે એવી રીતે કે અફીણીઆ અફીણનો કસુંબો પીએ કે ખાય ત્યારે (૧)

બાગની પેઠે ડોલે છે. (૨) અફીણીઆનું શરીર દેડકા જેવું પીળું થઈ જાય છે મતલબ કે તેના શરીરમાં લોહી રહેતું નથી. (૩) બિલાડીને સારૂં સારૂં ખાવાની ને દૂધ પીવાની ટેવ હોય છે, તેવીજ ટેવ અફીણીઆને પણ છે. (૪) ચોર જેમ ચોરી કરે છે તેમ અફીણીઆનો કોઈ વિશ્વાસ રાખતું નથી. (૫) બાઈડીના વિચાર જેમ અપૂર્ણ કહેવાય છે તેમ અફીણીઆના વિચાર હોય છે, અને મરદાઈ સાચવવા વાસ્તે ઓસડમાં પણ તે આવે છે. (૬) ઘોડો જેમ ઓંખારે છે તેમ અફીણીઆ અફીણનો કસુંબો પીતી વખત ઓંખારે છે. (૭) રજપૂતને શૂરાતન હોય છે તેમ અફીણીઆ અફીણ ખાય છે ત્યારેજ તેમને શૂર આવે છે એ રજપૂતનો ગુણ છે. (૮) ભૂત જેને વળગે છે તેને છોડતું નથી ને ખુવાર ખુવાર કરી નાંખે છે તેમ અફીણનું વ્યસન છોડવું મુશ્કેલ પડે છે, અને ખાનારા ખાખાવીખી થઈ જાય છે. તે વિષે કવિતાઃ—

## હરિગિત છંદ.

અધ્ધે થઈ અસ્વાર, દંપતિ ક્ષત્રી વિચરે વાટમાં,
પાણી પીવાને કારણે, નર ગયો પાણી ઘાટમાં;
ત્યાં નાગ ભડકને ગ્રહે માંજારીનું મન સાપમાં,
તલવારથી છોડાવતાં, ત્રણે મુવાં તે તાપમાં. ૧.
ત્યાં ચોર આવ્યો ચોરવા, તેણે પુરૂષને મારીઓ,
નારી ખડગ લઈ આવી પહોચી, ચોરને સંહારીઓ;
તે ચોર મારી નારીએ, તોખાર હણીઓ તે સ્થળે,
પછી ઘાત કીધી પોતિકી, ત્યાં ભૂત આવ્યું તે પળે. ૨.
ભૂત બળીને પેટ ખાધું, માસ સર્વનું રહ્યું,
તે પેટ ફાટવાથી મુવું, ત્યાં રૂખડું પેદા થયું;

એ છોડ તેજ અફીણનો, સર્વે ગુણો ઉપર તણા,
ખાશો નહિ પીશો નહિ, અવગુણ એમાં છે ઘણા.૩.

કુંડળિઓ.

અશ્વ ઉપર અશ્વાર થઇ, જતાં હતાં નરનાર;
તૃષા વિદારણ કારણે, ગયો પુરૂષ જળ ઠાર;
ગયો પુરૂષ જળ ઠાર, સર્પ માંજારી મારે;
સર્પ ગ્રહે દેડકો, ક્ષત્રિ ત્રણેને વારે;
ચોર ગયો તે ઠામ, કામની હરવા તત્પર;
વિશ્વનાથનું ધ્યાન, ધરે સ્ત્રી અશ્વજ ઉપર. (૧)
ચોર ગયો તે વાવમાં, જાણી હણવા લાગ;
તલવારે તરછોડતાં, થયા ત્રણેના ભાગ;
થયા ત્રણેના ભાગ, અરે! કફી ક્ષત્રી અટકયો;
મળ્યો ચોરને લાગ, ક્ષત્રીને માર્યો ઝટકો;
ચોર ગયો ચતુરા કને, તનમાં રાખી જોર;
ચતુરાએ ચતુરાઇથી, તરતજ હણીઓ ચોર. (૨)
ઘાત કરીને ચોરની, અશ્વ મારીઓ ઠામ;
આત્મઘાત સ્ત્રીએ કર્યો, ભૂત ગયું તે ઠામ;
ભૂત ગયું તે ઠામ, ભક્ષ કરી મૃત્યુ પામ્યું;
આઠ જણની લાશ, ઉપર ત્યાં રૂખડું જામ્યું;
અફીણ થયું તે છોડમાં, ગુણો સઘળાજ ધરીને;
તજો પીવાનું તેહ, મુઇ સ્ત્રી ઘાત કરીને. (૩)

આ વાર્તા સાંભળી ગાડીવાનના મનમાં અતિશય લાગણી થઇ ને તેને જણાયું કે અફીણના વ્યસન સમાન ખરાબ વસ્તુ બીજી થોડીજ હશે. પણ વળગેલું છૂટવું મહા મુશ્કેલ છે. અફીણના વ્યસનને લીધે કેટલીક વાર અફીણીઆ રસ્તામાં ટાંઢીઆ ઘસતા મરતા જોવામાં આવે,

છે, તોપણ અજ્ઞાન અફીણીઆને તેની અસર થઈ એ વ્યસન ખરાબ છે એમ સમજાતું નથી, એજ એમના દુર્ભાગ્યની નિશાની છે. ગઢવીએ કહ્યું કે બેન તમારી વાર્તા સાંભળી મને હાડોહાડ લાગ્યું છે કે એ ફિટકારવાળું અફીણ ખાવું છોડી દઉં, પણ હું પચાસ પંચાવને પહોંચ્યો છું તેથી "બની બની સો બન રહી અબ બનનેકી નાહિ" થયું તે થયું એમ છતાં પણ એટલું તો ખરૂં કે હું બીજા અફીણીઆની પેઠે એનાં વખાણ નહિ કરૂં, એટલુંજ નહિ પણ જો ભગવાનની કૃપા હશે તો સંસ્કૃત કહેવત પ્રમાણે— "अर्थं साधयामि के देहं पातयामि." અફીણ છોડી દઈશ કે દેહ પાડીશ; પણ અફીણીઓ એવું નામ કહેવરાવીશ નહીં. ત્યારપછી તડકો નમવા આવ્યો ને પોતાનું ગામ ત્યાંથી બાર તેર ગાઉ દૂર રહેલું તેથી પહોંચવાનું નથી, માટે નજીકના ગામમાં રાતવાસો રહીશું, એવા વિચારથી ભાઈ બહેન ત્યાં વધારે વાર બેઠાં ને પાછલો ચાર પાંચ ઘટિકા દહાડો રહ્યો એટલે ગાડીમાં બેશીને નીકળ્યાં. ચાર પાંચ ગાઉ આવ્યાં એટલે વૈરાગીપરૂં નામે ગામ આવ્યું ત્યાંજ સુર્યાસ્ત થયો, તેથી રાતવાસો રહેવાની જરૂર પડી, અને ગાડીવાનને પણ પોતાને ગામ પાછા જવાની તાકીદ અને જરૂર હતી, માટે તેઓ ઉતર્યાં કે તુરત ભાડું ચુકાવી આપી તેને વિદાયગીરી આપી, એટલે તેણે તુરતજ પોતાના ગામનો રસ્તો લીધો. જતી વખત ભાઈ બહેન બન્નેએ કહ્યું કે ગઢવી અમારૂં બોલ્યું ચાલ્યું માફ કરજો. ગઢવીએ કહ્યું તમારા મીઠા શબ્દના અને સવાણના બોલ મને વારંવાર સાંભરશે. હું તમને બન્ને જણને તમારા ગામમાં ઠેઠ

મુંની મેલી જાત પણ મારૂં તાબેદનું કામ તમો જાણોછોજ. તેજ કામની લાચારીને લીધે જવું પડે છે, તેની સાથે વળી કાલથી અફીણ ખાવું મેલી દેવું છે એ પણ મારૂં કામ છે, માટે આપની ક્ષમા માગુંછું. ગાડીવાનને વિદાય કર્યા પછી બંને ભાઈ બહેન ભાગોળેથી ગામમાં ગયાં. અને સંકેત કર્યો કે કાલે સવારે ચાલીને જવું, અને આજની રાત રાતવાસો આજ ગામમાં રહેવું એ ઠીક છે, કેમકે અંધારી રાત્રી ઘણી નજીક આવી પહોંચી છે. તે ગામમાં ધર્મશાળા હતી નહિ પણ ગામમાં પેસતાંજ વેરાગીનું મંદિર આવ્યું, તેમાં રાતવાસો રહેવા વાસ્તે ગયાં અને અડાળીમાં એક ખૂણે ઉતારો કર્યો. નાના ગામમાં વટેમાર્ગુને રહેવાને ધર્મશાળા હોતી નથી, પણ સરકારી ચોરો કે મંદિર હોય છે, એ બેમાંથી એક ઠેકાણે ઉતારો કરવો પડે છે. એ પ્રમાણે ભાઈ બહેન બન્નેએ ચોરા કરતાં મંદિર વધારે પસંદ કર્યું. થોડીવાર થઈ કે તે ઠેકાણે એક શ્રાવક મારવાડી મુંબાઈ ગએલો પણ કામ પ્રસંગને લીધે ગયો કે તરતજ પાછું આવવાનું ઠર્યાથી પોતાને દેશ મારવાડ પગ રસ્તે ચાલતો ચાલતો આવતો હતો, તે રાત પડી જવાથી રાતવાસો રહેવાને તે પણ તેજ મંદિરમાં આવ્યો અને અડાળીમાં એક બીજા ખૂણામાં તેણે પણ પોતાનો બીસ્તરો પાથર્યો. એટલામાં મંદિરમાં ઠાકોરજીની આરતી કરવાનો વખત થયો. સઘળા વેરાગીઓના મંદિરમાં ઝાંઝ, પખાજ, ઝાલર તથા શંખ વગેરે વાદ્ય હોય છે. તે વાદ્ય સાયંકાળે આરતી વખત વગાડવામાં આવે છે. ઝાંઝ અને પખાજ વગાડવાને માટે એક મંડળી હોય છે, તે મંડળી આરતી પહેલાં ત-

આ પછી કીરતનીઆં ગાય છે. દેવની પૂજા કરનાર સાધુ જે વખત આરતી ઉતારી રહે છે, તેજ વખતે એક વૃધ્ધ સાધુ શંખનાદ કરે છે, અને પછી જેજે સીતારામ એવું બોલે છે. ઉતરેલાં હતાં તે મંદિરમાં તે વખતે સાત આઠ વેરાગી હતા તથા દસ બાર માણસો ગામનાં પણ આવ્યાં હતાં. તેમણે કીરતનની ચોપડીમાંથી કીરતનીઆં ગાયાં તે વખત એક બારોટ પણ એક ખૂણામાં પડ્યો પડ્યો સાંભળતો હતો તેણે નીચે મુજબ બે લીટીની કવિતા ઉતરેલાને હસવું આવે એવી કહી સંભળાવી :—

કોઠીશું કૂટાઉં ને ઢાંકણીશું વાગ્યું;
આખલીશું ઉઠીઉં ને હરી પદ ગાયું.

(પખાજ કોઠી જેવી હોય છે, ને ઝાંઝ ઢાંકણીઓ જેવી હોય છે. પખાજ વગાડનારા કીરતન ગાતી વખત વગાડે છે ત્યારે આખલાની માફક નીચા ઉંચા થાય છે.)

એ સાંભળી બન્ને ભાઈ બહેનને હસવું આવ્યું ને ખુશી ખુશી થઈ ગયાં. કીરતનીઆં ગાઈ રહ્યા કે તુરતજ આરતીનો વખત થયો તથી આરતી ઉતારી અને વૃધ્ધ સાધુએ સંખનાદ કર્યો કે પેલો મારવાડી પોતાનો બીસ્તરો સંકેલી ટીલવેકે મંદિરમાં મત ઉતરીઓ, ટીલવેકે મંદિરમાં મત ઉતરીઓ એમ બૂમ પાડતો પાડતો નાઠો ને ગામમાં બીજે ઠેકાણે ગયો. આ ખેલ જોયાથી સઘળાને ઘણું આશ્ચર્ય લાગ્યું તેમ બંને ભાઈ બહેનને પણ લાગ્યું અને તેનું કારણ જાણવાની તેમને જીજ્ઞાશા ઉત્પન્ન થઈ તેથી સવારના પહોરમાં વહેલાં ઉઠી એ મારવાડીની સોબત કરવી એવો ઇરાદો રાખ્યો. રાત્રે ભાઈબહેને પોતાની પાસે જે ભાથું હતું તેમાંથી ખાધું, પાણી પીધું અને

રાત્રીને માટે બીજું પાણી લેવાને ભાઈ કૂવા ઉપર ગયો. તેણે દોરીવતી કળશીઓ ફાંશી પાણી કાઢી પોતે પીધું, અને બહેનને અને પોતાને વાસ્તે કળશીઓ ભરી લેતો આવ્યો. થાકયાં પાકયાં હતાં તેથી ઊંઘનાં ડોલાં આવવા લાગ્યાં એટલે ભાઈએ બહેનને કહ્યું કે બહેન તું સૂઈ જા. અને હું પછીથી ઉંઘીશ, કેમકે અજાણ્યા માણસમાં બંને જણે સાથે ઉંઘવું એ ઠીક નહિ તેથી બેઉ જણે વારા ફરતી ઉંઘ લીધી એટલામાં માટું મળસકું થયું, અને કૂકડાં બોલવા લાગ્યાં; તથા વેરાગીઓ પ્રભાતીઆં ગાવા મંડી ગયા કે તરત તેઓ જાગ્યાં ને પ્રભાત રાગ સાંભળીને તથા તે વખતની શાંતતાથી ભાઈને તથા બહેનને ઘણો આનંદ થયો. પછી ગામની દક્ષિણ દિશાએ જવાનો રસ્તો હતો તે રસ્તા ઉપર પાણીનો કૂવો તથા તળાવ હતું, ત્યાં શૌચવિધિ તથા દાતણપાણી કરી પરવાર્યાં એટલે પેલા મારવાડી આવ્યો તેની સંગાથે બંને ભાઈબહેન પણ ચાલ્યાં. તે બિચારો નવોસવો આવેલો તેથી ગુજરાતી ભાષાનો અક્ષર સરખો બોલી જાણતો નહોતો તેથી અઠેકઠે બોલી બોલતો હતો. સારાનસીબે પંડિતજીનો દીકરો જોધપૂરમાં રહેલો હતો તેથી તેને તે ભાષા સારી આવડતી હતી તથા બોલવાનો મહાવરો થયો હતો માટે તેણે મારવાડીની સાથે વાતચીત ચલાવી અને વાત વાતમાં પૂછી લીધું કે કાલે તમે મંદિરમાં આવ્યા ને ટીલવેકી ધર્મશાળામાં મત ઉતરીઓ કહી ચાલતા થયા તેનું કારણ શું? ત્યારે તે મારવાડીએ કહ્યું કે "લાકડેરી કાઠી ને સામડેરો ડાટો, ઘઉંકો આટો ખસરપસર કે દીઓ, ચોપડી વાંચી ને પાનાં ખડખડીઆં કે, મરો બેટા ભુ-

ઢેરા ઢીલવો ઉપનો ને ગોખલેમેંસે બગલેરા બચ્ચો સીઓ વો ઘો ઘા પણછ પૂછ ચગ્યો કે લગ્યો ને મેં બરછીવા ભગ્યો કે કદી ઢીલવેરી ધર્મશાળામેં મત ઉતરીઓ.” એ સાંભળીને પેલા ભાઇને એટલું બધું હસવું આવ્યું કે તે ઝાલ્યું રહે નહિ; પેલી બહેન તો સમજી નહિ માટે સમજવાને સારૂં ભાઇને ઘણુંએ હસતાં વારે પણ તેનું હસવું વશ રહે નહિ. છેવટ ભાઇ હસ્તો બંધ રહ્યો, ત્યારે તેણે પોતાની બહેનને મારવાડી ભાષામાંથી તરજુમો કરીને સમજાવ્યું કે બહેન મારવાડ દેશમાં ઘણુંકરીને શ્રાવક વાણિયા વસે છે. તે દેશમાં વિશેષે કરીને શ્રાવકી ધર્મ પાળનાર. જૈન માર્ગી ઘણા હોય છે તેથી ત્યાં વેરાગીનાં મંદિર ભાગ્યેજ જોવામાં આવે છે. ઠેકાણે ઠેકાણે અપાશરા દેખવામાં આવે છે. એ શ્રાવક લોક જીવ દયા પ્રતિપાળ કહેવાય છે, માટે કોઇપણ મનુષ્ય ઝીણા જંતુ સરખાને મારે તોપણ તેમને ઘણું લાગે છે એટલુંજ નહિ પણ કેટલાક તો એવા ધર્માંધ હોય છે કે ખાટલામાં બહુ માકણ પડેલા હોય ત્યારે અર્ધો કે રૂપિઓ આપી તે ખાટલામાં માણસને સૂવાડી તેનું લોહી તે માકણને પાય છે. તે વખત તે માણસને ખાટલા સાથે બાંધી લે છે તોપણ તે બિચારો પૈસાની લાલચે એવું કૃત્ય કરે છે. વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે જો માણસને જીવડા પડ્યા હોય તો તે જીવડાને જીવતા રાખવાને તે માણસની દરકાર ઓછી રાખે છે. આમાં કદાપિ અતિશયોક્તિ હશે, તોપણ એટલું તો ખરૂં કે તે નાના જીવને પાળવાને વધારે મહેનત કરે છે, એની ના કહેવાય નહિ. એ મારવાડી શ્રાવક જ્યારે મંદિરમાં ઉતર્યો

તે વખત દેવની આરતી થતી હતી, તે પહેલાં મંડળીના લોકોએ પખાજ, ઝાંઝ વગેરે વગાડી કીરતનીઆં ગાયાં. તે પખાજ લાકડાની હોય છે ને તેને બે પાસે ચામડું જડેલું હોય છે તથા તે કોઠી જેવી દેખાય છે એવી પખાજ એણે પહેલીજ જોઈ, તેથી મારવાડી શ્રાવકે લાકડેરી કોઠી ને સામડેરા ડાટા એમ કહ્યું. એ મરદંગને એક પાસે ઘઉંનો આટો ચોપડે છે તેને ઘઉંકો આટો ખસરપસરને દીઓ કહે છે. તે વગાડી ઝાંઝ વગાડે છે ને કીરતન કરે છે તેને પાના ખરખડીઆં ને સોપડી વાંચી કહે છે, પછી વેરાગીએ ગોખલામાંથી શંખ લીધો ને તે ધોયો ને મોંમાં ઘાલી ફુંક્યો કે શંખનાદ થયો, તેથી મારવાડીએ જાણ્યું કે બગલાના બચ્ચાને મોંમાં ઘાલી ચાવે છે તથી તે બરકા પાડે છે, માટે એવા પાપી ટીલવા (ટીલું કરનારા)ના મંદિરમાં ઉતરવું નહિ ને જવું નહિ, એમ સમજીને નાશી ગયો. આ વાર્તિક ગાથાનો સારાંશ એ કે મનુષ્ય સમજ્યા વિના ખરાનું ખોટું ને ખોટાનું ખરૂં માને છે, માટે સંસારમાં કોઈપણ બનાવનો વિવેકશકિતથી વિચાર કર્યા સિવાય નિશ્ચય કરવો નહિ.

મારવાડી તથા તે ભાઈ બહેન રસ્તે ચાલતાં ચાલતાં ચારેક ગાઉ આવ્યા કે તે ભાઈ બહેનનો રસ્તો બીજો આવ્યો તથી તેને સીધે રસ્તે જવાનું બતાવી ભાઈ બહેન પોતાના ગામ તરફ વાળ્યાં, તે બરોબર દશ વાગે પોતાના ગામની ભાગોળે આવ્યાં, અને બચકો છોડી રસ્તાનાં લૂગડાં તેમાં બાંધી અને સારાં લૂગડાં પહેરી પોતાને ઘેર આવી ઉમરામાં પગ મૂકતાંજ પોતાના પિતા

દીઠા તેમને શાષ્ટાંગ દંડવત્ પ્રણામ તે છોકરાંએ કર્યા પછી માને પગે લાગ્યાં, એટલે માએ ઓવારણાં લીધાં. ખાધા પીધા પછી માએ પોતાની દીકરીને તેના સાસરાની વાતો પૂછી પણ તે અગીઆર વરસની બાળા છતાં સાસરીઆં તરફનો એક અક્ષર સરખોએ વાંકો કહ્યો નહિ, એ પ્રતાપ વિદ્યા દેવીનો સમજવો. બાપને તો પહેલેથીજ ખબર હતી કે મોટાગાં મોટી મૂર્ખાઈ કરી છે માટે મારી પોતાની ભૂલનો પસ્તાવો કર્યા સિવાય બીજો ઇલાજજ રહ્યો નથી, તો પણ તે બાબતની ચિંતા તેને વારંવાર થયા કરતી હતી, અને એનો કંઇ ઉપાય શોધાય તો ઘણું સારૂં એમ ધારણા કરતાં કરતાં તેમને સૌમ્ય યુક્તિ સૂઝી આવી, તે એ કે દીકરીને વધારે અભ્યાસ કરાવી નીતિની કેળવણીની સાથે બુદ્ધિની કેળવણી અપાય તોજ તે ખરે રસ્તે લાગશે. એ વિચારથી તે છોડીને દીકરાના કરતાં પણ વધારે શિક્ષણ આપવા માંડ્યું. છોડીએ પણ વિદ્યાભ્યાસમાં અમુલ્ય ગુણ રહેલો છે, એમ ધારી વધારે મહેનત કરવા માંડી; પણ જેવો જોડથી અભ્યાસ થાય છે તેવો એકલાથી થતો નથી એમ ધારી પોતાની ભોજાઇને પણ ઉશ્કેરી, તેથી તેની પણ શીખવાની મરજી થઈ એટલે ચડસા ચડસીથી વધારે શીખતાં ગયાં, એજ કારણથી તેમને સારો વિદ્યાભ્યાસ થયો.

હિન્દુ કુટુમ્બોમાં કેટલેક ઠેકાણે નણંદ ભોજાઇને બનતું નથી એવું જોવામાં આવે છે, પણ અહીં તેથી ખરેખરૂં ઉલટું હતું, કેમકે નણંદ ભોજાઇને પોતાની સગી બહેનોના કરતાં પણ અધીક હેત હતું, અને એક બીજા ઉપર અપરિમેય આસ્થા હતી, તેનું મુખ્ય કારણ તપાસીએ

તો યોગ્ય શિક્ષણુજ જણાય છે. એમ અભ્યાસ કરતાં પાંચ વરસ વહી ગયાં, એવામાં તીડા જોશી પોતાના દીકરાની વહુને તેડવા આવ્યા. તેમને ત્રણ દિવસ રાખી સારી રીતે પંડિતજીએ પ્રહુણા ચાકરી કરી, જોશીને રાજી રાજી કર્યા; અને હાલમાં આવી શકાય તેમ નથી એમ કહીને વિદાયગીરી આપી, અને જોશીજીને ફેરો પડયો તેની માફી માગી તેથી જોશીજી ખુશી થઈને બોલ્યા કે એની કંઇ ચિંતા નહિ. મનમાં વિચારવા લાગ્યા કે ના કહી તે ઠીકજ થયું ઘરમાં અનાજ ઉગરશે, અને છોકરાને પણ નિરાંત રહેશે. પંડિતજીને પોતાની પુત્રીનો અભ્યાસ વધારવાનો લોભ હતો, તેમ પુત્રીને પણ તેજ હતો, તેથી તે પૂર્ણ થયા બાદ વળાવાય તો ઠીક થાય એમ ધારી જોશીને વિદાય કર્યા હતા. એવી રીતે સરસ્વતી બાઈને પીએરમાં સાત વર્ષ થયાં તે મુદતની અંદર તેનો અભ્યાસ ન્યાય, વ્યાકરણ, વેદાંત એ અને બીજાં શાસ્ત્રોનું સંપૂર્ણ જ્ઞાન થયું હતું. ગદાધરી તો તેને જીંહાગ્રે થઈ ગઈ હતી, તેમ નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનું જ્ઞાન તેને સંગીન થયું હતું, એટલું છતાં પણ બાઈ પોતાનો અભ્યાસ વધાર્યાજ કરતી હતી. એટલામાં તીડા જોશીને ત્યાં છોકરી પરણાવવાનું પગરણ આવ્યું જાતે તો એવા કૃપણવાન કે માથે તરણું મૂકે તો ભડકો થાય, તેથી આખી નાત ખોળી વાળ્યા તોપણ પોતાની કન્યા બરોબરીઓ વર મળી શકયો નહિ, તેથી અન્તે પોતાથી ઉતરતો અને દરિદ્રતામાં ડૂબી ગએલો એવો સ્વજ્ઞાતિવ.જો પુરૂષ અમનગર તાબે ઈડરના નાગરવાડામાં રહેતો હતો, તેનું નામ ગરીબશંકર ધર્મશંકર હતું. તેને ત્યાં વિદ્યાતત્વ

નામે છોકરો હતો તેની સાથે વેવીશાળ કરવાનું નક્કી કર્યું. વર રૂપે, રંગે, વયે અને ગુણે સારો મળ્યો પણ આ તીડા જોશીની અક્કલ કે પોતાની દીકરીના સુખ વિષેની કાળજીનું પરિણામ નહોતું. મતલબ કે આ તો "કાગનું બેસવું ને તાડનું પડવું" એમ કર્મ સંયોગથીજ વિવાહનું ચોકઠું બેશી ગયું. તીડા જોશીની નાતમાં કૂળવાન અકૂળવાન સમજવાની ઘણી તરેહવાર રીત હતી. કન્યાની માના કૂળ ઉપર ઘરનું કૂળ ગણાતું હતું તેથી એને લોકો મશ્કરીમાં ઘાઘરીઉં કૂળ કહેતા હતા. તીડા જોશી નવ માતૃ શુદ્ધ હતા. (નવ ગાતાએો શુદ્ધ હોય તેને નવ માતૃ શુદ્ધ કહે છે) એટલે એમની સોળ આની ગણાતી હતી, પણ પોતાના જેવો સોળ આનીવાળો વર ન મળ્યાથી બાર આનીના વર સાથે દીકરીનો વિવાહ કર્યો હતો. એમની નાતમાં કૂળની ગણત્રી એવી રીત થતી હતી કે સોળ આનીનો વર હોય અને બાર આનીવાળી કન્યા સાથે પરણે તો તેનું જે છોકરૂં થાય તે વરકન્યાની આનીના સરવાળાની અર્ધ આની બરોબર ગણાય, એટલે સોળઆની ને બારઆનીનો સરવાળો અઠ્ઠાવીશ આની તેનું અર્ધ ચૌદઆની તે છોકરાની ગણાય. તીડા જોશીની પૂત્રીનો વિવાહ નક્કી થયા પછી ફાગણ વદી ૮ને શુક્રવારનું મુહૂર્ત આવ્યું તેજ દિવસ મૂકરર કર્યો. વરને પહેરામણીમાં ઓછા કૂળને લીધે પહેરામણી આપવાની બોલી કરી નહોતી પણ વહેવાઇએ તો ગરીબ હોવા છતાં જોશી માગે તો માંડવા ખર્ચ પણ આપવા કબૂલ કર્યું હતું. એ વખતમાં દીકરીનો પૈસો ગૌમાંસ તુલ્ય ગણાતો હતો. તથા જોશી કૂળવાન ઘરના

તેથી એવો પૈસો શિવ નિર્માલ્ય છે, એમ ધારી કંકુને કન્યા આપવી તથા જાનમાં માણસ પણ ગણ્યાંને ગાંઠ્યાંજ લાવવાં એવો ઠરાવ કર્યો હતો, માટે જ્ઞાતિભોજન સિવાય બીજું ખર્ચ થવાનું નહોતું, તેથી છોકરીના લગ્નનું ખરચ મુકાબલે કંઈજ નહિ એમ કહીએ તો ચાલે. પોતાની છોકરીના વિવાહ ઉપર પોતાના દીકરા કાળીદાસની વહુ સરસ્વતીબાઇને તેડી આણી હતી, કેમકે લગ્ન સંબંધી પ્રયોજનમાં જરૂર વખતે તે કામમાં આવે તથા ઘરનું બીજું કામ પણ તેની પાસેથી લેવાય.

• સરસ્વતીબાઈ પીએરથી સાસરે આવી ઘરના ઉમરામાં પગ મૂકતાંજ સાસુજી, કાકીજી, મામીજી વગેરે સગાં વહાલાંને યથાઘટિત નમન કર્યું. અને સાસરાનાં સર્વ આડોશી પાડોશીને યથાયોગ્ય માન આપવામાં બાકી રાખી નહિ. સઘળાંની સાથે બોલવા ચાલવા વગેરે વર્તણુંકમાં અતિશય વિવેક બતાવવા લાગી. ઘરમાં લગ્નની ધામધૂમ બહુજ લાગી રહી હતી, અને કામ તો એટલું બધું કરવું પડતું કે આખા દિવસમાં એક ક્ષણની પણ નવરાશ મળે નહિ. એવી રીતે મહા મહેનતે સઘળું કામ આટોપી રહ્યાં કે લગ્ન દિવસ આવ્યો તે વખતે સઘળું કામકાજ કરી લગ્ન પ્રસંગમાં એ બાઈએ શાસ્ત્રોક્ત ગીત એવાં તો સ્પષ્ટ અને મધુર સ્વરથી ગાયાં કે જાન, ગામના સાક્ષર પુરૂષો, તથા સર્વ સાંભળનાર બાઈ ભાઇને ઘણો આનંદ થયો; તથા તેની વિચિક્ષણતાની સાક્ષર લોકોમાં ઘણી તારીફ થવા લાગી. આવી રીતની બાઇની નિપુણતા, ધર્મશીળતા અને સદ્‌ગુણ તીડા જોશીને કડવાં વિષ જેવાં લાગ્યાં તેથી અજ્ઞાનતાને લીધે મન સાથે ક-

હેવા લાગ્યો કે આ સરસ્વતીબાઈ જેવી ખરાબ વહુ લાવીને બારણું બાવળીઓ રોપ્યો છે, તેથી તેના કાંઠા ઘરનાંને વાગ્યા વગર રહેવાના નથી, પણ વાણિઆ બ્રાહ્મણનું પરણેતર છે તેથી જે થયું તે મીથ્યા થતું નથી.

તીડા જોશીને ત્યાં સુખશાંતિએ વિવાહ વિત્યા પછી માડ થાંભલે મૂકયો. મતલબ કે વિવાહ ગયા પછી લગ્ન પ્રસંગમાં અને વરાવાજનમાં લોકોની જે જે વસ્તુઓ આવી હતી તે તે તેમને પાછી આપી પરવાર્યા. જે સગાં વહાલાં કંકોતરીએ આવ્યાં હતાં તે સર્વ વિદાય થયાં ત્યારપછી સરસ્વતીબાઈને એક બે દિવસમાં સાસુ સસરો અને ઘરનાં બીજાં માણસોની રીતિભાતિ સઘળી ધ્યાનમાં આવી ગઈ.

ભૂતકાળ સાથે વર્તમાનકાળની તુલના કરતાં મનમાં પકકું ઠર્યું કે ભવિષ્યકાળમાં આ સંસાર સમુદ્રમાંથી પાર ઉતરવું બહુજ વિકટ છે, તોપણ વર્તમાનકાળમાં તેનો અનુભવ લેવો એજ મોઢામાં મોટું શીખવાનું છે. આવા બારીક વખતેજ મનુષ્યનું મનુષ્યત્વ જણાઈ આવે છે. ઘર કામકાજમાં અને પરોણા પાઈ અને જાનના લોકો આવ્યા હતા તે સર્વની એટલી બધી સંભાળ રાખી હતી કે તે સર્વ રાજી રાજી થઈ ગયાં હતાં.

બે ત્રણ દિવસે રાત્રિએ અન્તઃપૂરમાં તેને સ્વામીની મુલાકાતનો પ્રસંગ આવ્યો. સ્વામીનું મુખારવિંદ તથા તેની રીતભાત જોઈ તેને અતિશય ખેદ ઉત્પન્ન થયો. આ વખત તેના પતિને પૂરાં ૨૩ વર્ષ થયાં હતાં તોપણ તેને સ્વભાષામાં વાંચતાં સરખુંએ આવડતું નહોતું, તથા વાતચીત કરવાની પણ શકિત નહોતી. બોલવા આ-

લવાની રીતિતો અનાડી કરતાં વધે એવી હતી અને સમજ શક્તિ તો જાણે બહેરજ મારી ગઇ હોય એમ હતું! બિચારીએ સ્વામીને પગે લાગી ક્ષમા માગી હાસ્ય વિનોદની વાર્તા કહાડી કે તુરતજ એ ગમારને વાંકું પડ્યું, અને વૈકલ્યની પેઠે બોલી ઉઠયો કે હું તો આ મારે ચાલ્યો, જો વધારે બોલીશ તો સઘળું રડી રડીને મારી માડીને કહીશ, એમ કહેતો કહેતો મા પાસે દોડી ગયો, તે જ્યારે પેલી સૂતી ત્યારે પાછો આવી સૂઇ ગયો. તે બાઇને પોતાના ભરતારને સુધારવાના ઉપાય યોજવાના વિચારમાં ને વિચારમાં ઊંઘ આવી નહિ. ભર્યા પાત્રમાંથી એક દાણો ચાંપી જોયો તેથી ખાત્રી થઇ કે "આ પાણીએ મગ ચઢે એવું લાગતું નથી." કંથ કેળવવાનું હવે બને એમ નથી, એવા વિચારમાંને વિચારમાં ચાર વાગ્યા તેથી ઉઠી નાહી ધોઇ પ્રભુ ભજન કરી ઘર કામનો આરમ્ભ કરી વાસીદું બાસીદું વાળી લોટા ઉટકે છે, કે તીડા જેસી જાગી ઉઠ્યા. જુએ છે તો ચૂલા ઉપર ઉનું મૂકેલું પાણી ઉકળે છે અને વહુનું કામ ધમધોકારે ચાલે છે એ પદ્ધતિ તેને બિલકુલ પસંદ પડી નહિ, માટે આવેશમાંને આવેશમાં બોલી ઉઠ્યા કે તમારે બૈરાને વહેલાં ઉઠી શાં ગૌપ્રદાન આપવાં છે કે અમથાં લાકડાં બાળી મૂકો છો? આ વાકયબાણ સરસ્વતીબાઇના કોમળ કાળજામાં ભાલા જેવાં લાગ્યાં અને મનને ઘણીજ લાગણી થઇ પરન્તુ એ સર્વ સહન કર્યા વિના છૂટકોજ ન હતો. તે દિવસથી નિશ્ચય કર્યો કે ગમે એવી ટાઢ પડે અને શરીર બગડેલું હોય તોપણ સાસરે ઉના પાણીએતો નહાવુંજ નહિ. પછી બીજે દિવસે નિત્ય નિયમ

પ્રમાણે ઉઠી ઉષ્ણોદકને બદલે ટાઢે પાણીએ નાહી નિત્ય નિયમ કરી ઘરના કામકાજથી પરવારી. આખો દિવસ ઘરનું કામકાજ મજૂરની પેઠે સાંજ સુધી કર્યું, એટલે રાત્રે વાળુ પાણી થયા પછી સાસુ, નણંદ, તથા વહુ એકઠાં બેસી વાતચીત કરવા લાગ્યાં. રાત્રિના દશ વાગે શયન કરવાને અન્તઃપૂરમાં ગઈ તો સ્વામિના સુખનું તો સ્વપ્નું પણ નહિ, માટે રાત્રિનો જે વખત મળતો તે ઈશ્વર ભજનમાં ગાળતી. એ પ્રમાણે રોજ ચાર વાગે ઉઠી ટાઢે પાણીએ નાહી નિત્ય નિયમ કરી ઘરનું કામ-કાજ પરવારે; સસરાજી રાજી થાય તેવી રીતેજ ચલો સ-ળગાવે, એવી એની વૃત્તિ અને કામકાજ જોઈ સાસુ ને નણંદ તથા આડોશી પાડોશીની એના ઉપર અથાગ પ્રીતિ થઈ, પણ સસરા તીડા જોશી તથા સ્વામી કાળી-દાસની તેના ઉપર બહુજ ખફા નજર રહેતી, તેનું ઓસડ બ્રહ્મા પાસે પણ નહોતું. આ બંનેને વશ કરવાને કાયા, વાચા, ને મનથી ઘણા ઘણા ઉપાય કર્યા તે સર્વ વ્યર્થ ગયા. જેમ જેમ તેમને રાજી રાખવાને પ્રયત્ન કરતી જાય તેમ તેમ તેમને વધારે વાંકું પડતું જાય, અને અનુકૂળ પડે એવો ઇલાજ જડેજ નહિ. આડોશી પાડોશી ને બીજાં સર્વ સાસરા તરફનાં સગાં વહાલાંને એની ઘણીએ દયા આવે અને તેઓ પણ યથાઘટિત પ્રયત્ન કરે અને પ્રસંગાનુસાર કહે તો તેમને પણ તીડા જોશી મણ મણની ગાળો શીહકારે, એટલુંજ નહિ પણ વહુ ઉપર વધારે ખફા થઇ જાય, તેથી સર્વ થાકી હારી બેઠાં હતાં. બાપને ઘેર કામકાજ કરેલું નહિ અને અહીં તો સખ્ત મજૂરી કરવી પડતી તેમાં સસરા તથા સ્વામીના

તરફની મોટી પીડા તેમાં તેમને વશ કરવાને ને ખુશીમાં રાખવાને કરેલા અથાગ પ્રયત્ન વ્યર્થ જાય એવી સસરા અને સ્વામીની વિલક્ષણ સ્થિતિ જોઇને તેનું શરીર દિવસે દિવસે લેવાતું ચાલ્યું. વહુની દુર્બળ સ્થિતિ જોઇને સાસુને બહુજ લાગણી થઈ તેથી તે રોજ પૂછે કે વહુ! કેમ લેવાતાં જાઓ છો? ત્યારે તે કહે કે કંઇ નહિ મા, તમને એમ લાગે છે. બિચારી આખા ઘરનો ધંધો અતિશય મહેનતથી કરે, તથા આડોશી પાડોશીનાં છોકરાં છૈયાંને જ્ઞાનમાર્ગ બતાવે, તેથી ફળીઆમાં ને સગાં વહાલાંમાંથી કંકાસ છેકજ ઓછો થઈ ગયો, અને એની અસર સૌપર એવી તો થઈ, કે સાસુ વહુ અને નણંદ ભોજાઇને બિલાડી ને ઉંદર જેવું વૈર હતું તેને બદલે તેમને અરસપરસ મા દીકરી અને બે બહેનોના જેવું બનવા લાગ્યું. એવી રીતે તે ઘરનું કામકાજ સારી રીતે કરે, તથા નવરાશની વખતે ભગવત સિવાય બીજી વાતજ કરે નહિ; એવી વાત લોકોના જાણવામાં આવી તેથી ગામનાં સંભાવીત મનુષ્ય પણ એના આવવાથી રાજી રાજી થયાં. આખા ગામમાં એની વાહ! વાહ! બોલાઈ એટલુંજ નહિ, પણ છોકરાં અને સ્ત્રીવર્ગ સરખાએ તેને તન મન ને ધન જાણતાં, પણ વસ્તુતઃ જોશીબાવાનું કઠણ, હૃદય કશાથી ભેદાયું નહિ. જોશીની છોકરી દુર્ગુણીબાઇ પણ એની સોબતથી કામકાજમાં થોડી ઘણી સુધરી. એ પ્રમાણે આઠ નવ માસ સાસરે રહી એવામાં એને તેડવાને માટે પંડિતજીનો મોકલેલો એક વિદ્યાર્થી તને પીએરથી આવ્યો. તેણે સરસ્વતીબાઇનું સાસરાનું કામ અને દુઃખનો ડુંગર જોયો તેથી તાકીદથી જવાનું છે, એવું

સરસ્વતીબાઈના સાસુ સસરાને કહ્યું; પછી સરસ્વતીબાઈએ સાસુ સસરાની વિવેકથી મર્યાદા સહિત રજા માગી, અને આડોશી પાડોશીની રજા લઈ આમોદથી વિદાય થઈ. તે વખત તેને બે બાઈઓ તથા બે ભાઇઓ અલારસાથી દશ ગાઉ ઉપર પેટલાદ ગામ છે ત્યાં જનાર હતાં તેમનો યોગ્ય સંગાથ થયો. તેમની સાથે એક ગાડું હતું તેમાં બાઈઓ બેઠેલી હતી, અને ભાઈઓ ચાલતા જતા હતા, તેમની સાથે વિદ્યાર્થીને સરસ્વતીબાઇ એકાદ ગાઉ ચાલ્યાં, દરમીઆન વાતચીતમાં પંડિતજીનું ઓળખાણ નીકળી આવ્યું. સંગાથી બાઇ ભાઈ જાતે પાટીદાર હતાં, તેથી તેમણે પરાણે સમસગરા કરીને બાઇને ગાડીમાં બેસારી, અને વિદ્યાર્થી પાસેથી ગાંસડી લઇને ગાડીમાં મૂકી, તેથી તે પણ પાટીદારની સાથે છુટે હાથે ચાલવા લાગ્યો. બે પાટીદારણોએ તથા સરસ્વતીબાઈએ માંહોમાંહે વાતચીતમાં બહુજ સ્નેહ વધારી દીધો, અને બેઉ બાઈઓનાં મન કેટલીક વાતો કહાડીને એવાં તો તેણે વશ કરી લીધાં કે તે તેમને તન મન ને ધન થઇ પડી. રાત્રે દેવ ગામમાં મુકામ કર્યો ત્યારે પેલી પાટીદારણોએ તેને ગુરૂ તુલ્ય માનીને તેની પાસે દાળ ભાતને લાડુની પરાણે રસોઇ કરાવી, તે ખાધા પછી સઘળાં સૂતાં. પ્રાતઃકાળમાં ઉઠી શૌચ, દંતધાવન, સ્નાનાદિ કરી પાછો રસ્તો લીધો પછી અલારસા જ્યારે એક ગાઉ દૂર રહ્યું, ત્યારે પાટીદાર ભાયડા કહેવા લાગ્યા કે બહેન હવે તમારૂં ગામ એક ગાઉ દૂર છે, માટે તમે એકલાં જઇ શકશો કે અમે મૂકવા આવીએ? ત્યારે સરસ્વતીબાઇએ કહ્યું કે આ વિદ્યાર્થી અમારા ઘરનો ને મારા ભાઈ સમાન

છે જો તમારો સંગાથ ન થયો હોત તો અમે બાઇ બહેન એકલાં જાત, તેથી અમને જતાં લગારે હરકત નથી, પરન્તુ તમે સર્વ આજનો દિવસ અલારસે રહો તો તો ઘણું સારૂં, અને પંડિતજીને પણ તમારાથી મળાશે. તમે જે અમારી સરભરા કરી છે, તેનો બદલો અમારાથી વળી શકવાનો નથી, પણ પ્રભુ તમારૂં કલ્યાણ કરો, એ આશીર્વાદ દીધો. ત્યારે પાટીદાર કહેવા લાગ્યા કે અમારે તાકીદનું કામ છે, તેમ કરતાં અલારસે આવી રહીએ, તો પણ અમારાથી બ્રાહ્મણનું તો ખવાયજ નહિ; અને બીજા અમારા નાતીલાને ત્યાં રહેવું પડે, માટે બારોબાર જઇશું; વળી લખ્યા લેખ હશે, તો કોઇ દિવસ મળવાનું થશે. અમારાથી તમારી સરભરા થઈ નથી, પણ તમારાથી અમો સર્વને ઘણોજ બોધ મળ્યો છે ને ગમત થઇ છે; તે અમારાથી ભૂલાય એવી નથી, છતાં તમે અમારૂં સારૂં કહો છો એ તમારો વિવેક છે. આપના પિતાને અમારા સર્વનું પગેલાગણું કહેશો. પછી બાઇઓ એક બીજાને મળી ભેટી અને વીખુટાં પડતી વખત પાટીદારણોની આંખમાંથી આંસુની ધારા છૂટવા લાગી અને આસપાસ કરૂણાજનક બનાવ બની રહ્યો. સ્ત્રીવર્ગે પુરૂષે ને એના સદ્ગુણની બહુજ પ્રશંસા કરી, તેથી તે પણ વિસ્મય થયા હતા. સરસ્વતીબાઇ પેર આવ્યાં. તે વખત વેગળેથી બાપે એવી દીકરીને દીઠી, તેવાંજ આંખોમાંથી આંસુ પડવા મંડ્યાં, તેથી દીકરી પગે લાગીને એક અક્ષર સરખો એ બોલ્યા વગર ચાલી ગઇ; કેમકે છોકરી સમજી ગઇ કે મારા પૂજ્ય વિદ્વાન પિતાને તેમના કરેલા કામનો અતિશય પસ્તાવો થાય છે, અને મારૂં દુઃખ

તેમના અંતરમાં સાલે છે. માતુશ્રી પાસે જઈ પગે લાગી તો તેપણ તેનું શુષ્ક શરીર જોઈને બહુજ ખેદ કરવા લાગી. એવી રીત પીઅરનાં સઘળાં સગાંને તેના ચેરા તથા વિદ્યાર્થીના કહેવાથી ઘણું માઠું લાગ્યું, અને અફસોસ કરવા લાગ્યાં, પણ "પાણી પીને ઘર પૂછવું" એ શા કામનું ?

એવી રીત સર્વ સગાંવહાલાંના મનને અતિશય લાગ્યું, અને સરસ્વતીબાઈનું પોતાનું દુઃખ પણ લાગવા જેવુંજ છે, તેની શાંતિ શી રીતે કરવી, તથા આ સંસારમાં આ શરીરરૂપી નાવ સુલભ શી રીતે ખેડાય, એનો નિશ્ચય કરવાને તેનું મન સદાકાળ વિચારમાં ને વિચારમાં રહે. એવી રીત ત્રણ દિવસ સુધી તેના મનમાંથી એ વિચાર ખસ્યા નહિ આખર એના મનમાં એ સમાધાન કર્યું, કે આ સંસારમાં જન્મ ધરીને મનુષ્યે કોઈપણ સારૂં કૃત્ય કરવું, એવી ઈશ્વરની આજ્ઞા છે. સ્ત્રી પ્રજોત્પત્તિ થવાને યોગ્યછે એટલુંજ નહી, પણ તે સંસારમાં સુધારો કરવાનું તથા જાતિ અને ધર્માચરણના પ્રદર્શનનું મૂળછે. આ દુનિઆંરૂપી દરિયામાં મનુષ્ય દેહરૂપી નાવ ખેડતાં ઘણી અબળાઓ સંકટરૂપી ખડકની અંદર અથડાઈ પડી છે. કુળવાએલી નહિ હોવાથી હાલ સ્ત્રી વર્ગને કેટલાક દુર્ગુણનું મૂળ ગણેછે, માટે મારા મનમાંથી સ્વામી સંબંધીના જે વિચાર છે તે, અને શૃંગાર શાસ્ત્ર સંબંધીનું જે સુખ છે તે છોડીદેવાં, ને જે તે પ્રકારે મારી અબળા જાતનું કલ્યાણ થાય એવા ઉપાય કરવાને મારાં તન, મન ને ધન એજ કામમાં લગાડવાં, એજ શ્રેષ્ઠને યોગ્ય છે. આ દેશમાં ઉમ્મરે પહોચ્યા વિના સ્ત્રી વર્ગથી જારહે

વ્યાખ્યાન આપવું, કે ઉપદેશ કરવો બનતો નથી, વાસ્તે ખાનગી રીતે આર્ય મહીલાઓ સુધરે એવો કોઇપણ ઉપાય હાથ લાગે તો તે અતિ જરૂરનો છે, માટે મારા પરમપૂજ્ય વિદ્વાન અને પવિત્ર પિતાને પૂછી તેમની આજ્ઞા લેઇ આશીર્વાદ માગી જો એ મહદ્ કાર્યનો આરંભ કરૂં તોજ પાર પડી શકું. કહ્યુંછે કે– प्रारभ्यते नखलुविघ्नभयेन नीचैः॥ प्रारभ्य विघ्नविहता विरमतिमध्याः। विघ्नैः पुनः पुनरपिप्रतिहन्यमाना ॥ प्रारब्धमुत्तमजनानपरित्यजन्ति.

અર્થ—"ઉત્તમ મનુષ્યો પુખ્ત વિચાર કરીને જે કામનો આરંભ કરેછે તે તન, મનને ધનથી પાર પાડે છે, ને ગમે એવી હરકત આવી પડે છે તે સહન કરી કદી હઠતા નથી; કનિષ્ટ પુરૂષો મહત્ કાર્યનો આરંભ કરતાં બીહેછે, તેથી આરંભજ કરતા નથી; અને મધ્યમ પુરૂષો મોટા વિચારથી કામનો આરંભ કરેછે, પણ જ્યારે હરકત આવી પડે છે, ત્યારે કંટાળે છે, તેથી આરંભેલું કામ પુરૂ થતાં અવલ છોડી દેછે; માટે "आत्मप्रभावात् इश्वरप्रसादात्" આત્માની મહેનત અને ઇશ્વરની કૃપા એ બેથી કામનો આરંભ કરવો, એવો નિશ્ચય કરી, અને તેને માટે પિતાની જોડે વાત કરવાનો લાગ જોતી હતી, એટલામાં એક દિવસ માતા પિતા, બાઇભાંડું ઇત્યાદિ સગાં સહોદર આનંદમાં બેઠાંછે, અને અરસ પરસ હાસ્ય વિનોદની વાત કરેછે, એવી શાંત્ત વૃત્તિનું પ્રસંગાનું સંધાન જોઇને પોતાની મનોવૃત્તિ વિદીત કરવાને બાઇ નીચે પ્રમાણે એક શ્લોક બોલી.

### શ્લોક.

अजरामरवत्प्राज्ञो, विद्यामर्थं च चिन्तयेत्;
गृहीत इव केशेषु, मृत्युना धर्ममाचरेत्. ॥ १ ॥

અર્થ —ડાહ્યા મનુષ્યે હું કદિ મરવાનોજ નથી, એવો વિચાર રાખી વિદ્યા અને પૈસાને માટે યત્ન કરવો અને જાણે મૃત્યુએ હમણાંજ માથાના કેશ પકડ્યા છે એમ વિચારી ધર્મ કૃત્યમાં જરાપણ વિલંબ કરવો નહિ. વળી બીજા શ્લોકમાં કહ્યું છે કે-क्षणेन कुतो विद्या, किंकणेन कुतो धनं; ढिकणेन कुतो भार्या, रंकणेन कुतो सुखं. ॥ १ ॥ માટે આ જગતના અલ્પ સુખ તરફ નજર ન કરતાં આત્માના અગર સુખ તરફ લક્ષ રાખવું એ ઉત્તમ છે, વાસ્તે હે પિતાજી હું નમ્રતાપૂર્વક વિનતિ કરી ક્ષમા માગી જણાવુંછું કે મારો હેતુ મારી જાતિ બાળાઓને સુધારવાનો છે, કેમકે મને સંસાર ઉપર બીલકુલ આસક્તિ નથી, માટે ત્યાગીપણાની ઇચ્છા રાખુંછું. એ કારણથી આપની તથા બીજાં સર્વ સગાંવહાલાંની એ કામમાં સંમતિ માગુંછું તે કૃપા કરીને તમે વડિલછો ને આપણા કુટુમ્બના રાજા છો માટે આપગોર આવું પોતાની પુત્રીનું વિદ્વત્તા ભરેલું પારમાર્થિક સાધુવૃત્તિનું બોલવું સાંભળી પિતાને ઘણોજ આનંદ થયો. અને પોતે જે અવિચારથી કન્યાદાન દીધું હતું, તેના દુઃખની શાંતીનો પ્રસંગ આવ્યો, એ પરમ પ્રભુ પરમાત્માની કૃપાનો કટલો બધો આભારીછું એવું લાગ્યું. તેમ બાઇની ખુશી પણ બ્રહ્માંડમાં માય નહીં, તેથી તે પણ પોતાના પિતાની

આગળ બેનની અતીશય પ્રશંસા કરી કહેવા લાગ્યો કે, હે પિતાજી ॥ શ્લોક ॥ शैले शैले नमाणीक्यं, मौक्तिकं न गजेगजे; साधवो नहि सर्वत्र, चंदनं नहि वने वने. ॥१॥ પ્રત્યેક ડુંગરોમાં માણેક હોતાં નથી, દરેક હાથીઓના મસ્તકમાંથી મોતી નીકળતાં નથી, ચંદનનાં વૃક્ષ પણ દરેક વનમાં હોતાં નથી, તેમ મનુષ્યમાં સાધુવૃત્તિવાળાં મનુષ્ય પણ ભાગ્યેજ હોય છે. આ મારી ભગિનીનું કૃત્ય હું ઘણુંજ સ્તુત્ય ગણુંછું, અને માનુંછું.

એવી રીતે સરસ્વતીબાઈનું કહેવું કુટુમ્બનાં સર્વ જનોએ માન્ય કરવાથી તેને પરમ આનંદ થયો, અને એ શુભ કૃત્યનો ક્યારે આરંભ કરૂં તેની ચટપટી થવા લાગી. સંસારાસક્તિનો અંત લાવવાને હવે ફક્ત પોતાના સાસરીઆંની આજ્ઞા સેવીજ બાકી રહી હતી. સરસ્વતી બાઈના હૃદયમાં ઠકુ ઠસ્યું હતું કે જગતના દરેક સુધારા, ને દરેક કાર્ય ધર્મની સાથે મિશ્રીત હોય છે. આ ભારત ભૂમિમાં એવું એક પણ કાર્ય નથી કે જેમાં ધર્મ સંબંધી બાબત ભળેલી હોયજ નહીં. દરેક બાબત ધર્મ સાથે જોડાએલીજ હોય છે, માટે એ ચાલતું ધર્મશાસ્ત્ર તથા ખટ દર્શન ઇત્યાદિ પ્રાચિન તત્વજ્ઞાનનો સંપૂર્ણ અભ્યાસ કર્યા સિવાય નહિ બને, માટે ફુરસદના વખતમાં તે કરી લીધો. ન્યાયને વ્યાકરણ શાસ્ત્રમાંતો તે ખૂબજ નીપુણ હતી, અને વેદાંત તથા તર્ક વિદ્યાતો પોતાના બાપનીજ કહેવરાવતી હતી, માટે ધર્મ સંબંધી તકરારમાં વાદ વિવાદ થાય તેનો નિવેડો લાવવાને શાસ્ત્રીય પ્રમાણ આપવામાં હરકત પડે એવું રહ્યું નહોતું. સરસ્વતીબાઈની સાસુએ પોતાના પતિને સરસ્વ-

તીબાઈને તેડવા મોકલવાને ઘણા ઘણા પ્રકારે વિનવ્યો, અને જણાવ્યું કે એને ગયાને બબે વર્ષ વહી ગયાં અને તેડતા નથી, તેથી નાત જાતમાં ઘણુંજ ખોટું દેખાય છે, માટે હવે જો પરમેશ્વર તમારા હૃદયમાં ઉતરે અને તેડી લાવો તો તો ઠીક. સસરે જવાબ દીધો કે મને એ વહુ બીલકુલ ગમતી નથી. ત્યારે સાસુએ કહ્યું કે એના જેવી બાઈડી આ પૃથ્વીપર બીજી હોય એવું મેં હજીસુધી સાંભળ્યું નથી, કેમકે તે આપડે ઘેર આવેછે ત્યારે મરણતોલ મહેનત કરી આખા ઘરનું કામકાજ ઘણી રૂડી રીતે કરે છે. પ્રત્યક્ષ પ્રમાણ જુઓ તો આપણી દુર્ગુણી બાઈને ભરત ભરતાં અને શીવતાં એણે એવું સારૂં શીખવ્યુંછે, કે મહિને ચાર પાંચ રૂપિયા કમાતાં તેને અઘરૂ પડે એવું નથી. એનો સસરો ગરીબી દશામાં છે, માટે એ જો પાંચ રૂપીયા પેદા કરે તે પાંચ મહોરો જેટલા ઘરમાં કામ આવે એમછે, કેમકે એના સસરાના ઘરમાં "ભૂત ભુસકા મારેછે અને હનુમાન હડીઓ કાઢે છે," માટે એટલો હુનર શીખી છે, તો તે તેને કેટલો લાભકારી થઈ પડ્યો છે! વળી ફળીઆમાંની દીકરીઓ અને વહુઓ એના આવ્યાથી એટલીબધી સુધરી ગઈ છે, કે કંઈ મણા રહી નથી. સઘળાં આડોશી પાડોશી અને સગાંવહાલાંને એ પ્રાણસમાન વહાલી થઈ પડી છે, એટલુંજ નહીં પણ જેણે તેની સાથે વાત ચીત કરીછે, ને જે તેને મળ્યું છે. તે સર્વ બાઇ ભાઈની તેના ઉપર અથાગ પ્રીતિ થઈ છે, અને તમારે મનતો તે કંઇ હિસાબમાંજ નથી, અને એનો કાંકરો કહાડી નાંખો છો એ શું? તીડાજીશી બોલ્યા. અરે રાંડ, વરણસંકર, હું છોકરોને વહૂ બેઉને જોઈને બાળ,

કેમકે છોકરા કરતાં સારી વહુ મળી તે કંઈજ કામની નથી. છોકરો તો એનાથી છેક કંટાળ્યો છે. ત્યારે સાસુ બોલી. એમાં વાંક વહુનો કે આપણો. વાંક બિચારીના કર્મના આંકનો કે તેને "સાસરા દુઃખ આશરા" થઈ પડ્યા છે. આપણી ઝીકીને તો વરનું પણ સુખ છે કે તે બે અક્ષર ભણેલા છે, અને હજુ પણ સારો વિદ્યાભ્યાસ કરેછે, તેથી પ્રભુ કરે તો ભાગ્યશાળી પણ નીકળે. એને મુકાબલે આપણા કાળીદાસમાં તો અક્કલના બે દાણા પણ નથી, અને અનાડી છે. તેવું જાણ્યા છતાં પણ મહાન સંકટ નજરે નજર દેખતા છતાં એ શાંતતાથી સઘળું સહન કરેછે, એ પણું નવાઈ જેવું છે. એવું સુપાત્ર સુશીલ માણસ આપણને આ ભવમાં તો મળનાર નથી, અને એને તો એના બાપે મોટા ઊંડીઆ કુવામાં બાંધીને નાંખી છે. ભાઈને તો એવા વખતમાં કોઈ કપાળમાં ચાંપનાર પણ નહોતું, તે તમે ભૂલી ગયા? આટલું કહ્યું ત્યારે જોશીએ વહુને તેડાવવાનો નીચે પ્રમાણે પત્ર લખ્યો.

કાગળ—સ્વસ્તિશ્રી અલારસા મહાશુભસ્થાને અનેક સર્વ શુભોપમા યોગ્ય પંડિત શ્રી ૫ પંડિત વિશ્વનાથ વિદ્યાસાગર તથા જદુનાથજી વિ. વિશ્વનાથ વગેરે એતાનશ્રી આમોદથી લખીતંગ જોશી તીડાજગંનાથના નમસ્કાર તથા આશીર્વાદ અંગીકાર કરશો. વિશેષ અત્રે સર્વે ખુશી આનંદમાં છે. તમારી કુશળતાનું શુભ પત્ર ઘણા દિવસ થયાં આવ્યું નથી માટે લખશો. વિશેષ ચીરંજીવી સૌભાગ્યવતી સરસ્વતીને તમારે ત્યાં રહે ઘણા દિવસ થઈ ગયા છે, માટે આ પત્ર વાંચી મોકલી દેશો. તેને તેડવાને હું આવત પણ હમણાં કામકાજ એટલું

બધું ભરાઇ ગયું છે કે મારાથી એક ઘડી પણ બહાર ગામ જવાય એવું નથી, તેમ અત્રેથી તમારે ત્યાં મોકલવા લાયક કોઇ માણસ પણ છે નહિ, માટે સારો સંગાથ જોઇને મોકલી દેશો. અત્રે ભટ કર્મશંકર ભંડારશંકરને ત્યાં ગર્ભાધાન સંસ્કારનું શુભ પ્રસ્તુત છે; તેના મુહૂર્ત ઉપર તમારે ત્યાંથી ઘાકો આવનાર છે. તેમની સાથે યોગ્ય સંગાથ કરી આપી મોકલી દેશો. સુજ્ઞેષુ કિમ્ બહુના મિતિ કાર્તિક શુક્લ ૩ ને રવિવાર શાકે ૧૭૦૫ લા. મહેતાજી પ્રાણગોવિંદ રાજારામના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પવિત્ર સેવામાં પહોચે. જોશીના કહેવાથી પત્ર લખ્યું છે.

ટપાલમાંથી જેવો કાગળ આવ્યો કે તુરતજ પંડિતજીએ પુત્રીને કહ્યું, કે બેન તમારા સસરાજીનું પત્ર આવ્યું છે, તેમાં તમને ત્યાં તેડાવવાનું લખ્યું છે, માટે શી મરજી છે? પુત્રીએ કહ્યું કે પિતાજી મારી જવાની ખુશી છે, માટે આપ લખો કે અહીંથી માર્ગશીર્ષ શુક્લ એકાદશીને સોમ્યવારને દિવસે સદાનંદ ભટ અને તેમની દીકરી ક્ષેમગવરી ને બે ત્રણ બીજાં બૈરાં આવવાનાં છે, તેમની સાથે મોકલીશું એમ લખો. તેથી શાસ્ત્રીજીએ નીચે પ્રમાણે પ્રત્યુત્તર લખ્યું.

"સ્વસ્તિ શ્રી સુગંધપૂર મહા શુભસ્થાને સર્વે શુભોપમા લાયક જ્યોતિષી શ્રી ૫. જોશી લીંડા જગન્નાથ તથા ચી. કાળિદાસ વગેરે સાથ સમસ્ત પ્રતિ અલારસાથી લા. આજ્ઞાંકિત વિશ્વનાથ વિદ્યાસાગરના કૃતાનેક ડંડવત્ પ્રણામ તથા આશિર્વાદ અંગીકૃત કરશો. વિ૦ જત આપનું શુભ પત્ર મિતિ કાર્તિક શુક્લ ત્રતિયાનું લખેલુ વાંચી પરમ આનંદ થયો, અને તે પત્રને જેમ આપ પધાર્યા હો ત્યારે જેવો આદરસત્કાર

અમારી શકિત પ્રમાણે થાય, તેમજ માન્ય કરેલુંછે. વહાલાં સગાંનું મળવું સ્નેહવર્ધક તથા આનંદમય હોય છે; તેમાં તમારા જેવા પુજ્ય જેનું મળવું દુર્લભ હોયછે, તે અમારે ઘેર પધારે ત્યારે અમારા આનંદની તથા અમારા ભાગ્યની પરિસીમા છે, પરન્તુ આપને કામ ઘણું આવી પડ્યું, અને અવકાશ ન માળ્યો, તેમાં અમારા પ્રારબ્ધનોજ વાંક છે, કે તમારા દર્શનનો લાભ લેવાનો પ્રસંગ આવ્યો નહિ; તોપણ તમારૂં હેત અમારા ઉપર હજુ સુધી દ્રઢ રહેલું છે, તેથી અમે ભાગ્યશાળી છીએ. અમે દીકરીનાં માબાપ માટે તમારાં વેવાણ છીએ, તોપણ તમે અપરિમેય પ્રીતિ રાખો છો એજ તમારા ઊંચા કૂળની નિશાની છે. અત્રેથી ચી. સરસ્વતીને માર્ગશિર્ષ શુકલ એકાદશીને સોમ્યવારે સદાનંદભટ્ટ તથા તેમના દીકરા ભગવાનપ્રસાદ આવનાર છે, તેમની સાથે યોગ્ય બંદોબસ્ત કરી મોકલી દેઈશું. બેન ફોઈને આશીર્વાદ. મીતિ કાર્તિક શુકલ ત્રયોદશી ચંદ્રવાર. અમારી વતી મહેતાજી પ્રાણગોવિંદભાઇને આશિર્વાદ કહેશો, અને જણાવશો કે તમારૂં હેત અપૂર્વ છે, તથા તમે અમારી દીકરી ઉપર સગા ભાઇ કરતાં પણ વધારે હેત રાખો છો, તેથી પરમકૃપાળુ પરમેશ્વર તમારૂં કલ્યાણ કરે, એવી અમારા કુટુમ્બની પ્રાર્થનાછે.

નિયમિત દિવસે જવાને સદાનંદભટની સાથે ત્રણ બાઇડીઓ અને ત્રણ ભાયડા હતા, તેમણે એક ગાડું ભાડે કર્યું. તે ગાડામાં ભાડાવાળાં સરસ્વતીબાઇને સાથે ગણતાં આઠ જણ હતાં. તેમાં ચાર બાઇઓને વાસ્તે પોણો ભાગ ને ચાર ભાયડાને માટે પા ભાગ રોકવામાં આવ્યો હતો, તોપણ બૈરાં કળકળાટ કરવા મંડી ગયાં,

અને એટલા ભાગમાં ન માતાં બાઈઓની નજીક આવવા લાગ્યાં, તેથી તેમને બેસવાને એટલી નાની જગા રહી કે તોબા, તોપણ દુઃખે પાપે દબાઈ ચંપાઈને બેઠા. એવામાં બૈરાંએ સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી વગેરેની બોદણીની વાતો એટલી બધી કહેવા માંડી; કે તે કાળમાં તે જગાએ સમજુ વિવેકી અને ભલા માણસ હતા તેમણે બેસવા કરતાં ચાલવું વધારે પસંદ કર્યું. આ વખતે પંડિતજીની પુત્રીના મનમાં આવ્યું કે આવી અણઘડ અને અજ્ઞાન સ્ત્રીઓને સુધારવી એજ ખરા પુન્યનો રસ્તો છે, અને એજ સંસાર સુધારાનું મૂળછે.

બાઈડીઓની માંહોમાંહેની લઢાઈથી ભાયડામાં પણ કલહ ઉત્પન્ન થયો, તે પંડિતજીની પુત્રી સરસ્વતીબાઈએ ડહાપણ, વિવેક ને સમયસૂચકતા વાપરીને શાંત પાડયો અને ટંટો પતાવી દીધો; પછી જ્ઞાનમાર્ગની એવી એવી વાતો કહેવા માંડી કે તેથી કકળાટ છેકજ શાન્ત પડી ગયો. આમોદની ભાગોળ આવી એટલે સર્વે જણાએ માર્ગનાં લૂગડાં બદલી સારાં લૂગડાં પહેર્યાં, પછી સરસ્વતીબાઈએ ગાડીવાનને પોતાનું ભાડું ચુકાવી આપ્યું, અને સર્વ બાઈભાઈની ક્ષમા માગી પોતાનો કોથળો માથા ઉપર મૂકી સસરાના ઘર તરફ જવા લાગી, એટલે ચાર બાઈડીઓએ કહ્યું કે બેન તમે કોથળો ઉપાડીને એકલાં જાઓ તે ઠીક દેખાય નહિ, ને અમારૂં પણ ભૂષણ જાય, માટે અમે તમને મૂકવા આવીએ છીએ. એમ કોથળો પકડીને સઘળાં બાઝી રહ્યાં, ત્યારે તેણે કહ્યું કે, બહેન તમારો ઉતારો નજીક છે, અને હું મારે સાસરે જાઉં ત્યાં તમે મારો ભાર માથા ઉપર મૂકી મૂકવા

આવો તે મને પણ સારૂં દેખાય નહિ, અને હું મારા સાસરામાં હલકી દેખાઉં, માટે મને એકલીનેજ જવા દ્યો, પણ ભાયડા તથા બાઈડીઓએ અતિ આગ્રહ કરી સરસ્વતીબાઇનું કહેવું માન્યુ નહિ, અને અન્તે તેનો કોથળો એક ભાઇએ ઉપાડયો, ને એક બાઇ તેની સાથે ઠેઠ તેના સાસરાના ઘર સુધી ગઇ. એ વખત સાસુ, નણંદ અને ફળીઆનાં સર્વ વાયદો હતો માટે પાણીની પેઠે વાટ જોઇ બેઠાં હતાં. તે સર્વે જણે સરસ્વતી જેવી રસ્તે આવતી દીઠી, કે આંખમાંથી હર્ષાનંદનાં અશ્રુ વહેવા લાગ્યાં, ને કહેવા લાગ્યાં કે ધન ઘડી ને ધન દહાડો આજં સર્વને દિવાળીના પર્વ જેવું લાગ્યું. આડોશી પાડોશી પોતાના ઘરનું કામકાજ મૂકી, છોકરાં રડતાં રાખી એક પછી એક ખબર અંતર પૂછવા આવ્યાં. મોટાંએ કહ્યું વહુ આવ્યાં, અખંડ સૌભાગ્ય રહો. નાનાએ ભાભીજી, મામીજી, જેઠાણી, દેરાણી, કાકીજી વગેરે જેને જે ઘટે તે માને બોલાવવા લાગ્યાં. આ બનાવ જોઇ પેલી મૂકવા આવનારી બાઇ તો દીંગજ થઇ ગઇ, અને મન સાથે કહેવા લાગી કે સાસરે જેને આટલું બધું માન્ય છે, તેને ધન્ય છે, અને અતિ ધન્ય છે તેની જીંહાની મીઠાશ ને, લાવણ્યતાને અને શ્રેષ્ટ યોગ્યતાને!! એમ મેલવા આવનારાં બાઇ તથા સાથે આવ્યા હતા તે ભાઇ સરસ્વતીબાઇના નામોરચાર કરતાં ગાડી ઉભી હતી ત્યાં આવ્યાં; અને તેમને બહુ વાર થઇ તેનું કારણ ગાડી આગળ ઉભેલાં સર્વે જણે પૂછયું, ત્યારે જે બનાવ બન્યો હતો તે કહી દીધો, તેથી સઘળાં ઘણાંજ ખુશી થયાં અને બાઇની તારીફ કરવા લાગ્યાં. એ મંડળીમાંની કેટલીક બા-

ઇઓ પોતાથી થએલી મૂર્ખાઇનો પસ્તાવો કરવા લાગી, ને ફરીથી એવું ન થાય તે માટે ભગવાનની ક્ષમા માગી, ને એવું ન કરવાનું પણ લીધું.

આડોશી પાડોશી વેરાયા પછી સાસુ નણંદ અને વહુએ વાળુની સામગ્રી કરી. પુરૂષ વર્ગ જમી રહ્યા પછી સ્ત્રી વર્ગ જમવા બેઠો. તે જમી રહી વાસણ કુસણ માંજી; એઠું અબોટ કરી સસરાજીને વાસ્તે ખાટલો પાથરી બીજાં સર્વની પથારી કરી સાસુ, વહુ અને નણંદ વાતો કરવા બેઠાં. તે વખતે તીડા જોશી પોતાને કામે ગામમાં સીધાવ્યા; અને કાળીદાસ જેમને તે વખતે પચીસ વર્ષ પૂરેપૂરાં થયાં હતાં, તેમ છતાં પણ નાના છોકરામાં રમવા દોડયો. મૂળથી દાધારંગો હતો, તેમાં દિવસે દિવસે "કુસંગાસંગ દોષેણ કાષ્ટ ધંટા વિટંબણા" એ કહેવત મુજબ વધારો થતો આવ્યો, ને સરસ્વતીબાઇ અંતઃપૂરમાં ખાટલો પાથરીને આવેલાં તેમાં રમી આવીને સૂઇ ગયા. સાસુ વહુની વાતોના સપાટા ચાલે છે, તેમની સાથે ફળીઆનાં ઘરડાં ડોબરાં અને આધેડ વયનાં આવી બેઠાં છે. તેમને વાતો સાંભળવાની ઘણી ઇચ્છા હતી, અને સરસ્વતીબાઇને વાતો કહેવાનો બહુજ મહાવરો હતો, તથા સંસ્કૃતભાષા સારી આવડતી હતી, તેથી કહાણીઓ અને રસિક લાગે એવી વાર્તાઓ એવી છટાથી કહેતી હતી કે તે સાંભળીને શ્રોતાનાં મનરંજન થઇ જતાં, તેવી એકાદ વાર્તા કહેવાને ઘરડાં માણસોએ કહ્યું, ત્યારે તેણે માફ માગીને અરજ કરી કે હાલમાં હું ગામથી થાકેલી પાકેલી આવીછું, ને રાત પણ ગઇ છે, માટે અધુરી વાત મૂકીને ઉઠવું પડે, તેથી કાલથી આરંભ

કરીએ તો તે આપના વિચારમાં કેમ આવેછે? સર્વાનું મન એવું ઠર્યું કે કાલથી વાર્તાનો આરંભ કરવો. એવી રીતે સઘળા બોલી પોત પોતાને ઠેકાણે નીદ્રા લેવાને ગયાં. બાઇ અંતઃપૂરમાં આવી. ત્યાં સ્વામી બીછાનામાં સૂતેલા હતા, તેમને જગાડવાનું તેણે દુરસ્ત ધાર્યું નહી. થોડીવાર પોતે વિચાર કરવા બેઠી; તથા સૂતા પહેલાં પ્રભુ પ્રાર્થના કરવાની ટેવ હતી, તેથી એકાગ્ર ચીતથી નિયંતાની પ્રાર્થના કરી; કે સર્વ કર્મમાં હે શૃષ્ટીકર્તા તું મને સહાય થજે; એવી રીતે અર્ધો કલાક ભગવતસ્તવન, ભજન, કૃતજ્ઞતા અને આરાધના કરી છેવટ નીચે લખેલો શ્લોક બોલી.

वाणी गुणानु कथने, श्रवणे कथायाम् ; हस्तो च कर्म
सुमन स्तव पादयोर्न्नः स्मृत्याम् शिर स्तव निवास ज-
गत प्रणामे, दृष्टि सतां दर्शनेऽस्तुभवत्तनुनाम् ॥१॥

અર્થ—હે પરમેશ્વર મારી વાણી તારા ગુણારવિંદ ગાવામાં, મારા કાન તારી કથાવાર્તા સાંભળવામાં, મારા હાથ તથા પગ યોગ્ય નિયમ પ્રમાણે તારી સેવામાં, મારૂં મન તારી સ્તુતિમાં, અને નિર્મળ મસ્તક તને નમન કરવામાં તથા દૃષ્ટિ તમારા સરખા સત્પુરૂષોના દર્શનને વિશે રહો. આ શ્લોક બોલી જેવી સૂવા જાય છે કે કાળીદાસ જાગી ઉઠ્યા, અને લઘુશંકા કરી પાછા આવ્યા. એટલે પત્નીએ હાસ્ય વિનોદની વાતો કરવા માંડી ત્યારે તે બોલ્યો, મારે તારી વાતનો શો ખપ છે? મને તો તારી સાથે બોલવાનું લગાર પણ મન થતું નથી. જો પીએરથી સારૂં સારૂં ખાવાનું લાવી હોશ તો આપ. ઉંચા કુટુંબોમાં જ્યારે દીકરીને સાસરે વળાવે છે, ત્યારે હમેશાં સારૂં સારૂં ખાવાનું ને તજ, ઇલાયચી

સોપારી વગેરે મૂખવાસ આપેછે. તે એક બચકીમાં બાંધી રાખેછે. તે પ્રમાણે પંડિતજીની પુત્રી પણ સાસરે લાડુ તથા મૂખવાસનો તેજાનો લાવ્યાં હતાં, તેમાંથી થોડું ખાવાનું આપ્યું. તે કાળીદાસે ખાધું, તેથી તે લગાર ખુશીમાં હોય એવું દેખાયું. એવું થવાથી સરસ્વતીબાઇને આનંદ થયો, કે આટલી વાત તો સ્વામીનાથે કરી. એ પ્રમાણે સ્વામી ખાધા પછી સોપારીને એલાયચી ખાય છે, તે વખતે તેણે બોધરૂપ શીખામણની વાર્તા કહાડી, પણ તે સઘળું પથ્થર ઉપર પાણી, એટલે તેને કશાથી અસર થઇ નહી. એને તો પ્રથમથીજ ખબર હતી કે પતિ પુરૂષ જાતિમાં નથી, તો તેને નકામો સતાવવો એ બીન ઉપયોગી છે, પરંતુ મારા હાથ ઝાલ્યાનું સાર્થક કયારે કે એને લગાર પણ ધર્મ સંબંધીનું જ્ઞાન થાય, અને તે પ્રભુથી બીએ, માટે કેટલાક દાખલા દલીલોથી સમજુતી આપવા મંડી, તે સારૂં સારૂં ખાવાની લાલચથી સાંભળવા લાગ્યો. પ્રથમ તો તે બીલકુલ ધ્યાન આપતોજ નહી; પણ ધીમે ધીમે લાલચથી ઇશ્વરનું ભજન કરવા લાગ્યો. એવી રીતે રોજ રાત્રીએ ધર્મનો બોધ આપતી હતી.

પીએરથી આવી તે દિવસની રાત્રિ વીતી, એટલે બીજે દીવસે પ્રાતઃકાળની પહેલાં વહેલી ઉઠી, શૌચ વિધિ તથા દંતધાવન કરી, ઠંડા પાણીએ નાહી, ઇશ્વર સહસ્ત્રનામ મનમાં બોલે છે કે તુરત સાસુ અને નણંદ જાગ્યાં. તેમને વાસ્તે ઉનું પાણી મૂકી આપ્યું, તેથી તેઉ નાહ્યાં; એટલે કોટુંબીક ઇશ્વર પ્રાર્થના શરૂ કરી. પછી સર્વ સર્વની રીતભાત પ્રમાણે માનસિક અર્ચના કરી રહ્યાં, કે હાથોહાથ ઘરનું કામકાજ કરી આઠ વાગ્યાની અંદર પરવાર્યાં. આ

વખતે સાસુજીની તેના ઉપર પૂર્ણ મહેરબાની હતી, ને સસરાજીની પણ લગાર ટાઢી નજર થઇ હતી, અને ધણીને ઈશ્વર સાથે અસમાન જમીન જેટલું છેટું હતું તે તૂટવા લાગ્યાથી તેને ઘણોજ આનંદ થયો હતો. એ આનંદ ને વિદ્યાના તેજે ઉમેરો કરવાથી એની કાંતીનો પ્રકાશ પ્રકાશવા લાગ્યો. દશ અગિઆર વાગ્યા કે જમણ તૈયાર થયું. પુરૂષ વર્ગ જમી રહ્યા પછી સ્ત્રી વર્ગ જમી રહ્યો. પછી વાસણ કુસણ માંજી, એંઠવાડો કાઢી નાંખી રસોડું ધોઇધોઇને સાફ કર્યું, એટલામાં એક વાગ્યાનો વખત થયો. પછી પાણીઆણી કુવેથી લાવી પાણીઆરૂં ભર્યા પછી દળવાને વારતે દયણું કાઢ્યું. તેને સ્વચ્છ કર્યા પછી સરસ્વતીબાઇએ ડાંગર કાઢી ઝાડકી, ને તે ખાંડવા બેઠી. તેને સાસુએ મદદ કરવા ઘણોએ આગ્રહ કર્યો, પણ તેમને ના કહે. છેવટ બીજીને સાસુએ સાંબેલું ઝાલવામાં મદદ કરી, તેની આમન્યા ના લોપાયાથી તેને ઉઠાડી શકી નહિ. સાસુ અને વહુએ મળીને બે મણ ડાંગેરનું એક વારીઉં બે કલાકની અંદર કરી નાખ્યું; પછી તેટલી છડી તથા ઝાટકી તેમાંથી ચોખા, કણકી, કુશકી અને ફોતરાં જુદાં કર્યાં, પછી શીવણ ભરત કરવા બેઠી. એટલામાં દિવસ અસ્ત થવા લાગ્યો, એટલે સાંજના ખાવાને માટે સામગ્રી તૈયાર કરવી પડી. પછી વાળુપાણી કરી પરવાર્યાં કે નિત્ય વાર્તા કરવાનો વખત થયો, માટે તે કરવાનો પ્રારંભ કરેછે, એટલે સર્વ બાઇઓની ઠઠ જામી. એની વાર્તા સાંભળવાને સ્ત્રીઓ ઘણીજ આતૂર હતી. તથા કેટલીક સ્ત્રીઓએ તો પોતાના સ્વામી આગળ એની એટલી બધી સ્તુતિ કરી હતી કે તેમને તેનું ભાષણ સાંભળવાની

ઘણીજ ઉત્કંઠા થઈ હતી. એ સમયમાં સાસરામાં વહુ થઈને આવેલી બાઇએ બીજાને મોં ન બતાવવું, એવો ધારો હતો. અને જુવાની ભરેલી અવસ્થા તેથી તેના દર્શનનો લાભ સારા પુરૂષોને પણ મળતો નહી, માટે તે સર્વ નિરાશ થતા હતા; અને વાર્તા સાંભળવાની અતિશય ઉત્કંઠા માટે તેવા પુરૂષો સરસ્વતીબાઇના આડોશી પાડોશીને આજીજી કરી તેમના ઘરમાં પહોરવાર પહેલાંના ભરાઈ બેસતા હતા. જેમ ચાતક પક્ષી વરસાદની રાહ જોઈને બેસે તેમ ઘણીખરી બાઇઓ તેની રાહ જોતી હતી.

પંડિતજીની પુત્રીએ આવી પ્રથમ વૃદ્ધોને પ્રણામ કરી, તેમની ક્ષમા માગી આખ્યાનનો આરંભ કરવા માંડયો. એના વ્યાખ્યાનનો સારાંશ એ હતો કે પતિવૃત્તા સ્ત્રીએ પતિને પરમેશ્વર જેવો માનવો, છોકરાંએ તેમના માબાપને પવિત્ર તીર્થ માની ઇશ્વિરરૂપ ગણવાં, અને ગર્વ રાખવો નહી, જે ગર્વ કરે તે પતિત થાયછે અને તેનો અહંકાર હમેશાં રહેતો નથી. તેમ માબાપની સેવા ન કરતાં તેમની અવજ્ઞા કરનારા પણ મહા પાતકના ભોગરૂપ થઈ પડે છે. આવાં કર્મ કરનારા ચાહ્યે એટલા શૂરામાં શૂરા, દ્રવ્યવાનમાં દ્રવ્યવાન અને જ્ઞાન માર્ગમાં બ્રહ્મવેત્તા હોય, પણં તેમનું પાપ જતું નથી, ને અભિમાન રહેતું નથી. તે બાબત મહાભારતના પુસ્તકમાં શ્રીકૃષ્ણ અર્જુનને બોધ આપી જ્ઞાનવાન કરેછે, તે ગાથા કહાડી. કહેવાની શૈલી અને ભાષણમાં શબ્દના રસ અલંકાર એવી વ્યવસ્થાથી વાપરતી હતી કે સઘળાં તેની સામુજ જોયા કરે. ઉંઘનું ડોલું સરખું કે આળસ પણ આવે નહિ.

સઘળાં શ્રોતાજનો છકજ થઈ ગયાં.

મંગળાચરણમાં પ્રભુની સ્તુતિ કરી પછી વકૃત્વનો ગાથા વીષય ચલાવ્યો અને મહાભારતનો સંબંધ બતાવી કહ્યું કે લોમશ ઋષિ મહા તપસ્વી હતા, તેમણે કેટલાંએક વર્ષ વીતી ગયાં, તોપણ ઉગ્ર તપ છોડ્યું નહિ તેથી ઈંદ્રાદિ દેવને પણ ભય ઉત્પન્ન થયું, કે મારા ઇન્દ્રાસનની ઉથલપાથલ થશે. એવામાં મહા તપથી ઋષિ જાગી ઉઠ્યા. એ તપના જોરથી તેમનાં નેત્રમાંથી પ્રકાશનાં કિરણો નીકળવા લાગ્યાં એટલામાં તેમની નજર એક વૃક્ષ જેના ઉપર કપોત કપોતિની બેઠેલાં હતાં તે તરફ ગઈ. તેથી નેત્રના તપના જોરને લીધે પ્રકાશની જવાળા નીકળી, તેથી બંને બળીને ભસ્મ થઈ ગયાં. તે વખતે ઋષિને અહંકારરૂપી અંધકારે છાઈ દીધા, માટે મનમાં કહેવા લાગ્યા કે આજ સુધી તપશ્ચર્યાની વાર્તા સાંભળેલીછે, પણ મારા જેવું તપ કરનારા દુનીઆમાં થોડાજ થયા હશે. એમ તપ કરવાથી મનોવિકારનો લય થવો જોઈએ, અને શાંતતા આવવી જોઈએ, તેને બદલે ઉલટી મનોવૃતિમાં ક્રોધનું પરીબળ થયું. સ્વાભિમાન કરનારાનાં અભિમાન રહ્યાં નથી, રહેતાં નથી, ને રહેનાર નથી એવા ઘણા દાખલા ઈતિહાસોમાં, પુરાણોમાં, પ્રસ્તાવિક વાર્તાઓમાં તથા હાલના સમયમાં પણ લક્ષ પૂર્વક અવલોકન કરીએ તો જણાઈ આવેછે. પુરાણોમાં ને ગાથાઓમાં જોઈએ છીએ તો આ ઋષિ-રાજનો દાખલો ઉત્તમ પ્રકારનો આપણા જેવા પામર પ્રાણીને અતિ બોધ રૂપછે, એમ કહેવામાં લગાર પણ વાંધો નથી. આ જગતમાં ફરતી ફરતી છાયા દેખવામાં આવેછે, કેમકે સવારના પહોરમાં જે વખત સૂર્યોદય

થાયછે, ત્યારે નિરીક્ષા કરીએ તો આપણી છાયા પશ્ચિમ તરફ જે પડેછે તે મોટી દેખાય છે, ને પછી નાની થતી થતી છેક મધ્યાન્હે પગની નીચે આવેછે તેથી દેખાતી નથી; તેમજ આ દેહની પણ બાલ્યા, યુવા ને વૃદ્ધા એવી મુખ્ય ત્રણ અવસ્થા છે; સૂર્યનો પણ અસ્તોદય આપણે દેખીએ છીએ; તથા મહાસાગરના પાણીમાં ભરતી ઓટ થયાજ કરેછે; મહા મહા સમર્થ રાજાઓ રાજપાટ ખોઇ બેઠાલા તે આપણા જાણવામાં છે; અને જેઓ કંઇ પણ ગણતરીમાં નહોતા તેવા સખ્ખસો રાજપાઠ પામેલા છે. શાલીવાહન કુંભારનો દીકરો હતો તે છતાં પણ ચક્રવર્તી રાજા થયોછે. દ્રવ્યપણ સ્થિર રહેતું નથી એવું છે ત્યારે કાયાનો, માયાનો, પરમાનંદનો, સામીપ્ય મુક્તિનો કે મોક્ષનો અહંકાર લાવવો એ મિથ્યાછે. દુનીઆંની સર્વ વસ્તુ નાશવંત છે, કેમકે કહ્યું છે કે "જેનું નામ તેનો નાશ" એ સઘળું આ ઋષિના દાખલાથી સ્પષ્ટ સમજાશે. આવાં જ્યારે વાકયબાણ સાંભળ્યાં, કે પુરૂષ વર્ગ પણ દિંગ થઇ ગયો અને અરસ પરસ કહેવા લાગ્યા કે ધન્યછે તેની વિદ્યા, જ્ઞાન, ડહાપણ, વક્તૃત્વ શક્તિને તથા ધર્મનિષ્ઠપણાને. આવીજ બાઇઓ પુરૂષને બોધ આપી શકેછે. સાક્ષર પુરૂષના જ્ઞાન સાથે એના જ્ઞાનનો મુકાબલો કરીએ અને ઓળીએ, તો ભાગ્યેજ આવા પુરૂષો જડી આવે; તો સ્ત્રી વર્ગમાંતો હાલમાં કોઇ છેજ નહિ, એમ કહીએ તો ખોટું નથી. કેટલાંક એવું કહેવા લાગ્યાં કે આપણે વર્ષોનાં વર્ષો થયાં કથા સાંભળીએ છીએ, પણ તે કથાઓનો એક બોલ સરખો આપણા હૃદયમાં ઠસ્યો નથી; તેની સાથે આ વ્યાખ્યાન સરખાવીએ છીએ,

તો માલૂમ પડેછે કે તેઓમાં લાગણી થાય એવું બોલનારા નહિ, તેથી તેના ઉપર મનન બરાબર થએલુ નહિ તેજછે. જેમ દયા શબ્દ ફકત બોલવાથી તેનો ખરો અર્થ આપણા મનમાં ઉતરતો નથી, પરંતુ તેનાં દ્રષ્ટાંત આપીને સિદ્ધતા મનમાં થાય, તો તે અન્તઃકર્ણમાં ઠસેછે; એ ઉપરથી સિદ્ધ થાયછે કે, આપણે જે વાંચવું, તે સઘળું મનન કરી ઠસાવવું; પાઠ કર્યાથી કંઈજ થતું નથી; અને કરેલી મહેનત વ્યર્થ જાય છે, માટે મનન થાય તોજ ઉપયોગનું છે.

પેલા લોમશરૂષિના મનમાં અભિમાને મજબુત ઘર કર્યું, તે કારણથી તેને જણાયું કે હવે તપની કંઈપણ જરૂર નથી, અને મિથ્યા કાળ કાઢવો બિન ઉપયોગી છે, માટે હવે આશ્રમ ઉપર જઈ કુટુમ્બકબીલાને મળવું; એવા વિચારથી પોતાના ધામ તરફ જવાનો માર્ગ લીધો. રસ્તે ચાલતાં ચાલતાં ધાર્મિક ઋષિનું ધાર્મિકાશ્રમ આવ્યું. તે આશ્રમના ઋષિરાજ એ સમયે વિદ્યાર્થી સહવર્તમાન બહાર અરણ્યમાં ગયા હતા, અને ઋષિપત્નિ ઘરની સામગ્રી તૈયાર કરતાં હતાં. તેમણે લોમશ ઋષિને આસન આપી બેસાડ્યા. તે કાળમાં મહર્ષિઓ ગામમાં વાસ કરીને આજ જેમ બ્રાહ્મણો રહેછે તેમ રહેતા નહોતા, કેમકે ગામની હવા તેઓ પસંદ કરતાજ નહિ, પણ નદી વગેરે જળાશયની પાસે ઠંડક ને હવાવાળી એકાંત જગામાં વાસ કરતા હતા. નિવાસની જગા મહા વિશાળ અને આસપાસ વિદ્યાર્થીઓને રહેવાની સગવડ વાળી હતી. મધ્યમાં એક મોટી જગા વિદ્યાર્થીઓને પાઠ આપવાની તથા તેમનો પાઠ લેવાની હતી, તે પા-

કશાળાના નામથી ઓળખાતી હતી. ત્યાંજ સર્વ ભણનાર તથા ભણાવનાર વખતના ક્રમ પ્રમાણે બેસતા. હોમ અને ઈશ્વર સ્તવન કરવાની જગા ઈલાયદી હતી; રસોઈ કરવાની, અતિથીને બેસવાની તથા સરસામાન મૂકવાની જગા જૂદી જૂદી હતી. આસપાસ પુષ્પના છોડ તથા વેલીઓ અને વૃક્ષોની ઘટા આવી રહેલી હતી, તેથી તે બાગ બગીચા કરતાં પણ વધારે શોભાયમાન હતી. સમયાનુકુળ ખાવાનું અનાજ, શાક, ભાજી વગેરે પાસે ખેતર હતાં, તેમાં તેઓજ નીપજાવતા હતા. એવી રીતે જે જોઈએ તે ખેતરમાંથી તેમને મળતું હતું. તેમનો ખોરાક સાદો, સ્વાદિષ્ટ, નીરોગી તથા બુદ્ધિ વર્ધક હતો. ભણાવનાર વિદ્યાર્થીઓને પોતાના પુત્ર સમાનજ ગણતા હતા. ને ભણનાર ગુરૂને અને ગુરૂપત્નીને માતપિતા સમાનજ ગણતા હતા. વિદ્યાર્થી પાસેથી કોઈપણ તરેહની ગુરૂ દક્ષિણા લેવામાં આવતી નહિ, કેમકે વિદ્યા વેચવી તે એક જાતનું પાપ છે એમ મનાતું હતું. વિદ્યાર્થી ગુરૂના ઘરનું કામ ગુલામ પ્રમાણે ખુશીથી કરતા હતા. પોતાના પિતા કરતાં પણ ગુરૂ ઉપર અધિક હેત રાખતા, તેઓ ગુરૂનાં ધોતીઆં ધુએ, તેમના પગ ચાંપે, ખેતરમા ગુરૂનું કામ કરવા જાય, સીમમાંથી લાકડાં કાપી લાવી આશ્રમમાં ગોઠવે, પૂજાની સામગ્રી તૈયાર કરે અને હમેશાં તત્પરજ રહે, અને મનમાં ઈચ્છા રાખે જે ગુરૂ કામ ક્યારે સોંપે. ગુરૂ જે કામ સોંપે, તે તેઓ ઘણી ઉલટથી કરે ને પોતે કૃતાર્થ થયા એમ માને. એવી રીતે પોતાના ગુરૂ ઉપર અતિ પૂજ્ય બુદ્ધિ રાખતા હતા, અને તેમનો કોપ થયો તો આપણું આવી બન્યું, એમ તેમને પરમેશ્વર જેવા માનતા હતા.

ઋષિપત્ની પણ પોતાના સ્વામીને પરમાત્મા તુલ્ય ગણતાં હતાં. તેમની સેવામાં એટલાં બધાં તો ખડાંને ખડાં રહેતાં કે, સ્વામીની કોઇપણ દિવસ તેમના ઉપર ઇતરાજી થતીજ નહી. તેમ ભણનાર વિદ્યાર્થીઓને પોતાના છોકરા કરતાં પણ અધિક ગણતાં હતાં, તેથી તેમની બરદાશ રાખે, આસના વાસના કરે, માંદા પડે તો તેમની માના કરતાં પણ અધિક વહાલ લાવી ચાકરી કરે, અને તેમને દુઃખ થાય, તો પોતાના આત્માને દુઃખ થાયછે, એમ માનતાં, તથા તેમની ખાધા પીધા વગેરેની બહુજ બરદાશ રાખતાં હતાં.

પેલા બેસાડેલા લોમશઋષિ મધ્યાન્હકાળે આવેલા, તેથી તેમને બેસાડી મધ્યાન્હકાળની સંધ્યાની સામગ્રી અતિ સન્માન સાથે આપી, ભોજનની તૈયારી કરવા વાસ્તે પાકશાળામાં ગયાં અને ત્યાં સઘળું તૈયાર કરી પતિને વાસ્તે હોમની સામગ્રી તૈયાર કરેછે, એટલામાં ઋષિ પત્નીના સ્વામી બહારથી આવ્યા, અને વિદ્યાર્થી પોત પોતાની જગાએ ગયા, તેથી તેમની આસના વાસના ને પૂજાપાત્રી વગેરેની સામગ્રી તૈયાર કરતાં આશરે અઢી ઘડી થઇ. પેલા મહાત્મા મધ્યાન્હ સંધ્યા કરવા એકલા બેઠા છે, તેમને ધાર્મિક ઋષિ આવ્યાની ખબર રહી નહીં, કેમકે તે આશ્રમને બે બારણાં હતાં, તેમાંના પાછલે બારણેથી ઋષિ પત્નીના પતિ આવ્યા હતા. પેલા લોમશ ઋષિને ઘણીવાર બેશી રહેવું પડયું, અને પોતાના તપનું મહાઅભિમાન તેથી તેમને બહુ ક્રોધ ચઢયો; તે કારણથી પોતાના મનમાં કહેવા લાગ્યા કે અતિથીની આસનાવાસના કરી તેની ખાધા પીધાની ખબર રાખવી, એ દરેક

મનુષ્યનો સ્વધર્મ છે; તેમાં રૂષિ લોકોનું તો એ મહત કૃત્ય કહેવાય છે, અને આ આશ્રમનું નામ ધાર્મિકાશ્રમ છે, છતાં આટલી બધીવાર મને એકલાને બેસારી મારો અમૂલ્ય કાળ વ્યર્થ ગુમાવ્યો. મારા જેવો અતિથિ અહીં આવવો મુશ્કેલ છે, એમ જાણતાં છતાં પણ મારી ખબર સરખીએ લીધી નહી, એ ઋષિપત્નીએ સારૂં કર્યું નહિ. એમ અતિ ક્રોધમાં શ્રાપ દેવાની તૈયારી હતી, ને શ્રાપ દેતા હતા, એટલામાં અણસારામાં તે સઘળું ઋષિપત્ની સમજી જવાથી તેમના મનમાં વિચાર આવ્યો કે આવા મહાન ઋષિનું અભિમાન ટાળવું એ પણ ધર્મનું એક મહાન કૃત્ય છે; એમ વિચારી ઋષિ જેવા શ્યાપ દેવાને એક બોલ મુખમાંથી ઉચ્ચારે છે, કે ઋષિપત્નીએ પાસે આવી તેમને કહ્યું કે મહારાજ હું કંઈ પેલી કપોતીનિ (હોલી) નહિ, કે બળીને ભસ્મ થઈ જાઉં. જેમ તમે તપસ્વી છો, તેમ મારા પતિ પણ તેમનાં પોતાનાં ષટકર્મ યથાસ્થિત કરેછે, એવા મહાન પતિના આશીર્વાદથી તથા તેમની સેવામાં રહ્યાથી હું પણ જરાક ધર્મ કાર્ય સમજાુંછું, તથા આપની સેવામાં મારા રવાની આવ્યાથી તેમની સામગ્રી તૈયાર કરવામાં રોકાયાથી આપના મનમાં અતિથિની પ-રોણા ચાકરીમાં ખામી નજર આવી હશે; તો કૃપા કરી મારી અબળા જાતિ તરફ નજર કરી ક્ષમા કરશો; અને તેને માટે તમારી માફી માગુંછું તે આપશો. આવાં અ-સરકારક વચન સાંભળ્યાથી ઋષિરાજ પીપળાના પાનની પેઠે છેકજ નરમ પડી ગયા, અને મોં તો તદન લેવાઈજ ગયું અને મનમાં મોટો ક્ષોભ થયો, તેની સાથે એવો પણ વિચાર આવ્યો કે મને ધાર્મિક ઋષિ આવ્યાની તો

કંઈપણ શક રહેતો હશે, તો આવતી કાલે આપણે વિચાર કરી તે બાબતનો નિર્ણય કરીશું. એ પ્રમાણેનું વ્યાખ્યાન સાંભળનાર તો તલ્લીનજ થઈ ગયાં હતાં; તેથી આખી રાત્રિમાંથી ફક્ત એક પ્રહરજ રાત્રિ બાકી રહી હતી; પણ કોઈને ઊંઘનું ઝોલું સરખું એ આવ્યું નહિ. બાઈના અસરકારક બોલવાથી તથા તેની વાણીમાં મધુરતા રહેલી હતી, તેથી શ્રોતાની તેના ઉપર પૂર્ણ આસ્થા એવી ચોટી કે તે કોઈપણ કાળે ઉખડે એવી હતી નહિ, અને આખા ગામમાં ઘેર ઘેર ને શેરીએ શેરીએ એની ઘણી સ્તુતિ થવા લાગી. આડોશી પાડોશીને સ્વધર્મ ઉપર ખરી આસ્થા ચોટી એટલુંજ નહિ, પણ તેના આ વ્યાખ્યાનથી આખા ગામમાં સર્વ બાઈ બાઈ નીતિવાન અને પાર્માર્થીક કૃત્ય કરનાર થયાં; તથા પુરૂષ વર્ગ પણ તેના ઉપર રાજી રાજી થઈ ગયો, અને અરસ પરસ વાતો કરવા લાગ્યા કે આ કોઈ મનુષ્યાવતાર નથી પણ સરસ્વતી પંડેજ છે, એમ જેને જેમ ફાવે તેમ તેના વિષે વખાણના શબ્દ બોલવા લાગ્યા. આથી તેની નામનાની સાથે તેના સસરા તીડાજોશી જેનું નામ પણ આખા ગામના સમજુ મનુષ્યો જાણતા નહિ, તે પોતાની વહુને લીધે પ્રસિદ્ધ થયા. દેશાવરમાં પણ તીડાજોશીની સરસ્વતીબાઈના પ્રતાપથી ખ્યાતી ફેલાઈ; તેથી ગામ પરગામના લોકો બોલતા જાય કે અલારસા જેવા નાના ગામની પંડિતજીની પુત્રી સરસ્વતીબાઈ નાની ઉમર છતાં લોકોપયોગી કામ કરેછે એ ઘણું સારૂં છે. એવી વાત દેશ સુધારકોને માલૂમ પડી કે તેનું નામ વર્તમાન પત્રિકાઓમાં છપાઈ ચુક્યું, અને કેટલાએકોએ તો પોતાના પત્રોમાં સાબાશીનાં સર્ટિફિકેટ ઘાલી, તેના ઉપર

સ્વિકારવાને મોકલી દીધાં હતાં. વળી ઠામ ઠામ વાર્તાઓ ચાલી કે હવે અજ્ઞાનરૂપી અન્ધકારનો નાશ કરનાર સરસ્વતીરૂપી સૂર્ય પ્રકાશિત થયો, માટે ઈશ્વરની સ્તુતિ કરો કે હે ભક્તવત્સલ, કરૂણાકારી, ભવભયહારક ભગવાન એને દિર્ઘાયુષ આપી, તેની નિર્મળ વૃત્તિ સદાકાળ રહે, અને એની દ્વારાએ દેશમાંથી અજ્ઞાનરૂપી તીમીર નાશ પામે એવું કરજે.

મંડળી વિસરજન થયા પછી સૌ પોત પોતાને ઠેકાણે ગયાં. અને બાઈએ પોતાના અન્તઃપૂરમાં આવી નિત્ય નિયમ પ્રમાણે પ્રાર્થના કરી રહી, કે કાળીદાસ જાગ્યા. તેમની સાથે થોડીવાર ધર્મ સંબંધી વાર્તા કર્યા પછી સરસ્વતીબાઈએ કહ્યું કે હું તમારા તરફના સર્વ વર્તમાન જાણી ચૂકીછું; તેથી મારૂં મન સંસારની માયાની આશકિતથી દૂર થાયછે, માટે આજથી હું આપની પાસે રજા માગુંછું, કે મને સંસારની લાલચો છોડીને વિરકત રહેવાની પરવાનગી આપશો? કેમકે તમારી આજ્ઞા વગર એ કાર્ય થાયજ નહિ. એ સાંભળીને કાળીદાસ તો ખુશી ખુશી થઈ ગયો, અને ઉત્તર દીધો કે મારી તો છેજ, પણ મારા બાપદાદાની પણ છે. આ સાંભળવાથી મને દિવાળીના દિવસ જેવું લાગ્યું છે, એટલે ચારનો ટકોરો વાગ્યો તેથી ઉઠી નાહીધોઈ ઈશ્વર પ્રાર્થના કરી ઘરનું કામકાજ કરી રહેવા આવી, એટલે સાસુને નણંદ જાગ્યાં. તેમણે ઘરનું સર્વ કામકાજ થએલું દીઠું. તે જોઈને તેમને તેની ઘણીજ દયા આવી અને તેમના મન સાથે વિચાર કર્યો કે તે બિચારી આખી રાત્રિ જાગી છે, અને લોકોને બોધ આપવામાં ઘણી મહેનત કરીછે, માટે બાકીનું કામ એને

ન કરવા દેતાં આપણે એકલાંએજ કરવું; એવા ઇરાદાથી તે ઘરનું કામ કરવા મંડયાં. તેમને પણ તે સહાયતા આપવા લાગી. રસોઇ પાણી થઇ રહ્યા પછી ભાઈ બાઈ જમી રહ્યાં, ત્યાર પછી સરસ્વતીબાઇએ પ્રભુની સ્તુતિ કરી. સાસુજીની મારફત સસરાજીની રજા માગી, ને કહ્યું કે મારા ધાર્મિક પિતાજી આ સંસારનું સુખ અલ્પ અને તેમાં અતિશય દુ:ખ ભરી મૂકેલું છે, એમ મને લાગે છે. માટે આપ રજા આપો તો ત્યાગી દિક્ષા લેઇ જનસમુહનું રૂડું થાય, એવું કરવામાં મારૂં આયુષ્ય ઉપયોગમાં લઉં. એ સાંભળ્યાથી સાસુ નણંદની આંખોમાંથી આંસુનો પ્રવાહ ચાલ્યો અને તેમને અતિશય ખોટું લાગ્યું. એની એવી રીતે ત્યાગી થવાની વૃત્તિ જોઇ, તેથી સસરાને અતિશય આનંદ થયો. "ભાવતું હતું અને વૈદે કહ્યું." એ મુજબ થયાથી અંતઃકર્ણની ખુશી આનંદથી બતાવી. સાસુને નણંદની રજા માગ્યાથી તેઓ કહેવા લાગ્યાં કે તમારા વગર અમારૂં આ ઘર સૂનું દેખાશે; તથા તમારે લીધે અમને જ્ઞાન ને ધર્મ તથા ઘર ચલાવવામાં પૈસાની મદદ પરોક્ષ રીતે થાયછે તે અટકી પડશે, અને છેવટ સાસુએ તો એટલે સુધી કહ્યું કે તમને મહા કષ્ટ છે તે હું જાણુંછું, પણ અમારો સ્વાર્થ સારી રીતે સચવાયછે, તેથી તથા તમારા કષ્ટનો કોઇપણ પ્રકારે ઉપાય નથી, તેથી તમારૂં જૂદાં પડવું અમને વશમું લાગશે એટલુંજ નહિ, પણ તું મારી વહુ નથી પણ ગુરૂછું; એમ હું અંતઃકરણથી માનુંછું. ત્યારે સરસ્વતીબાઇએ કહ્યું કે હે પવિત્ર સાસુજી તમારો આટલો બધો સ્નેહ જોઇ મને ખુશી ઉત્પન્ન થાય છે, અને આજથી ત્રણ દિવસ પછીથી મારે પીએર

જઈ, મારો ધારેલો હેતુ પાર પાડવાનો આરંભ કરીશ. આ સંસારનો ત્યાગ કરી મારે કંઈ પેલા લોમશ ઋષિની પેઠે અરણ્યમાં તપ કરવા જવું નથી, પણ આપણી સ્ત્રી જાતિના ભલા સારૂં મારૂં પોતાનું તન, મન અને ધન સહીત આયુષ્ય અર્પણ કરીશ. એમાં મારે પોતાનું કે પારકું, દેશી કે વિદેશી, ગાંડું કે ડાહ્યું, મોટું કે નાનું કંઇ ગણવું નથી. હરેક રીતે આ સંસાર કાર્યમાં અને ચાલતા ધર્મ કાર્યમાં જે સ્થિતિ ચાલેછે, તેની ઉનત્તિ થાય, એજ મારો ઉદ્દેશ છે, અને એ કામમાં પહેલી ભગવાનની અને બીજી આપના જેવાં વડીલોની સાહ્યતા માગુંછું, કે જે તે પ્રકારે દેશની અબળા જાતિના સુધારાનો પ્રસાર થાય ત્યાર પછી આ દેહનો નાશ થાય તો સારૂં. સાસુએ કહ્યું કે બાઈ તને ભગવાન સાહ્ય કરશે, કેમકે એ હમેશાં રૂડાં કાર્યમાં સાહ્ય થયા વગર રહેતા નથી; પછી ઘરનું કામકાજ કરી પરવાર્યા કે રાત્રિ પડી, એટલે પાછું ભાષણ સાંભળવાની ઇચ્છા રાખનારાંનું કહેણ આવ્યું, એટલે સાસુએ સર્વને કહ્યું કે આજ બંધ રાખી કાલ ભાષણ કરવાનું ઠરાવ્યું છે, તેથી આખા ગામમાં વાર્તા ચાલી. પછી બીજે દિવસે રાત્રિએ સાસુએ આંગણામાં ઘણો સારો યોગ કરી રાખ્યો; તે પ્રમાણે બસે ત્રણસે બાઈઓએ આજીજી સાથે કહાવી મોકલ્યું કે અમારે વાસ્તે બેસવાની સોઈ કરજો. અમારે એ સુંદર ભાષણ અંતઃકર્ણથી સાંભળવું છે. તેમ મહાનૂ વૈદિક, શાસ્ત્રી, પંડિત વગેરે અડક વાળા પંદર વિશ વિદ્વાનોએ તથા અવસ્થાએ પહોચેલા ઘરડા પુરૂષોએ વિનતિપત્ર મોકલ્યાં હતાં, તેમાં જણાવ્યું હતું કે, એ બાઈ અમારે દીકરી જેવી છે, અને

જુવાન વિદ્વાનોએ દર્શાવ્યું કે બહેન રૂપ છે, માટે અમારા પુરૂષ વર્ગને બેસવાનો જોગ કરવાની મહેરબાની થાય તો સારૂ અને તે સ્વીકારશો તો મ્હોટા પાડ થશે. એ ઉપરથી સરસ્વતીબાઈની સાસુએ પુરૂષ વર્ગને બેસવાને વાસ્તે વાંસની ઝીણી સોટીઓનો પડદો તણાવી રાખી, જાજમ પાથરી જગા રોકી રાખી હતી. હાકેમ તરફથી બંદોબસ્ત રાખવાની સોઈ કરી રાખી હતી. વાળુપાણી કરી વહેલાં વહેલાં પરવારી ફળિઆની બાઈડીઓએ પાથરણાં બાથરણાં પાથરી જગા સાફ ચંદની જેવી કરી રાખી હતી. તેમાં આશરે ૩૦૦ બૈરાં તો સરસ્વતીબાઈની સાસુના આવ્યા પહેલાં ભરાઈ ગયાં હતાં. એમની રક્ષા કરવાને આમોદનો સરકારી હાકેમ વેળાસર આવ્યો હતો, અને ચોકી પહેરાનો સારો બંદોબસ્ત રાખવા વ્યવસ્થા કરી રાખી હતી, તથા પોતે ભાષણ પૂરૂં થતા સુધી ત્યાંજ રહેનાર હતો. પુરૂષ વર્ગમાં પણ આશરે ૮૦-૮૫ જણ વૃદ્ધ વયના ને વિદ્વાન હતા, ને કેટલાક જુવાનીઆને તો બિચારાને પાડોશીઓના ઘરમાં ભરાઈ રહીને ભાષણ સાંભળવું પડ્યું હતું, કેમકે હાકેમની સખત મના હતી કે જુવાનીઆથી તે ઠેકાણે આખું પણ દેખાય એવી રીતે ઉભું રહેવાશે નહિ. એવી રીતે આશરે ૪૦૦ પાંચસે આદમીની મેદની ભરાઈ છે, તેમાં બાઈએ આવી પ્રથમ પૃથ્વીને નમન કરી ઇશ્વર સ્તુતી કરી.

यः सर्वज्ञः सर्ववित् यस्यैष महिमा भुवि दिव्ये ।
तद्विज्ञानेन परिपश्यन्ति धीरा आनन्दरूपममृतं यद्विभाति ॥

અર્થઃ—જે સામાન્ય રૂપથી અને વિશેષ રૂપથી સર્વ વસ્તુઓ જાણેછે, ભૂલોકમાં તથા દ્યુલોકમાં જેનો મ-

હિમાછે; જે આનંદરૂપથી, અમૃતરૂપથી, પ્રકાશિતછે; તેને જ્ઞાનદ્વારાએ ધીર મનુષ્યો સર્વત્ર જુએછે. એવા મહા પ્રભુને અભિવંદન કરી, તમારી મરજી પ્રમાણે ધર્મ સંબંધી વિષય ઉપર વાખ્યાન આપવું શરૂ કરૂં છું. હે મારાં આર્ય વહાલાં તિર્થસ્વરૂપ અને ભાંડુંઓ આ દુનીઆમાં ચીરકાળ કોઈ રહ્યું નથી, રહેતુ નથી, અને રહેનાર પણ નથી એવું જાણ્યા છતાં; આપણે આ દુનીઆમાંથી જઈએ તે વખતની તૈયારી સારૂં કેટલી સંભાળ લઈએ છીએ. તેજ સંબંધી દરેક જણે યથાસ્થિત વિચાર કરવો જોઈએ; કેમકે આ ફાની દુઆનીમાં ફકત ચાર દિવસના ગામતરાને સારૂ ભાતુ બાંધી રાખી પહેલથી તેની તૈયારી કરી રાખીએછીએ. જે ગામમાં જઈએ છીએ, ત્યાં સાધનની ખોટ નથી; અને ઉતરવાને અનુકૂળતા હોયછે. તેના માર્ગ જાણીતા હોયછે અને તમામ વાતથી વાકેફ હોવા છતાં, જે ઠેકાણે જવું હોય, તેને માટે પ્રથમથી સોઈ કરી તેને માટે જોઈતા નાણાની અને માણસની મદદ લઈએછીએ, એટલુંજ નહિ પણ રસ્તે ચાલતાં ચાલતાએ ભગવતની મદદ માગીએ છીએ, તો મૃત્યુ પછીની લાંબી મુસાફરી કે જે મુસાફરી પૂરી કર્યા પછી બીજી કરવી રહેતી નથી; જે અક્ષયધામે જવું છે, એના જેવું સુખ અને શાંતિનું ધામ બીજું નથી, અને જ્યાં અનંતકાળ સુધી સુખ,સુખને સુખજ છે તેવી મુસાફરીને વાસ્તે કેટલો ને કેવો વેત કરી રાખવો, એ સમજુથી સહજ સમજી શકાયછે. આવી અજાણી અને મોટી મુસાફરીને વાસ્તે કરોડમે હિસ્સે પણ ધ્યાન આપવામાં આવતું નથી. એજ મનની, તનની

ખબર સરખીએ પડી નહિ, અને આ સ્ત્રી કપોત, કપોતીનિ મરી ગયાની ખબર જાણે છે, એ ઘણીજ આશ્ચર્યકારક વાર્તા છે, માટે આજથી જેમ ગુરૂ દત્તાત્રેયે ઘણા ગુરૂ કર્યા છે એ ખરૂં સમજાયું છે. એ કારણથી આ બાઇ મારી મોટામાં મોટી ગુરૂ છે, માટે તેને અગમ નીગમની ખબર આટલી બધી શાથી પડી છે, તે પૂછવું જોઇએ. એમ ધારી તેમને પૂછ્યું કે આપને આવી અગમ નીગમની ખબર પડી, તે જાણીને તમને મારાં ગુરૂ કર્યાં છે, માટે પ્રાર્થના કરી કહુંછું કે કપોત કપોતીનિ મર્ણ પામ્યાની વાત શાથી તમારા જાણવામાં આવી, તે કૃપા કરી કહો? એના જવાબમાં બાઇએ કહ્યું કે હે કૃપાસાગર મહર્ષિ ભિક્ષાનો કાળ થઇ ગયો છે, માટે આપ જલદી તૈયાર થાઓ, જમ્યા પછી હું હકીકત કહીશ. પછી ઋષિરાજ સ્નાન વિધિ કરી તૈયાર થયા, કે ઋષિપત્ની અને તેના સ્વામીએ વિદ્યાર્થિ સહવર્તમાન અતિથિની અર્દ્ય પાદ્ય ગંધાક્ષત, પુષ્પ, ચંદન ઇત્યાદિ વડે પૂજા કરી; પછી ભિક્ષા કરાવી. આવેલા પરોણા ઋષિની પેલી સ્ત્રીએ માર્મિક વાત જાણી, તેથી જે આશ્ચર્ય લાગ્યું તેની ચિંતામાને ચિન્તામાં ખવાયું નહિ, તો પણ તે ઋષિને ઋષિપત્નીએ અત્યાગ્રહ કરી ખવરાવ્યું. પછી મુખવાસમાં પાન સોપારી આપ્યા. બે ઘડી બેસી હાસ્યવિનોદની વાતચિત કરી પરવાર્યાં, એટલે પેલા ઋષિએ ઋષિપત્નીને કહ્યું, કે હવે પેલો ખુલાસો કરીને મારો સંદેહ દૂર કરો તો સારૂં? ત્યારે તેમણે કહ્યું કે, હે મહારાજા આપના પ્રશ્નનો ખુલાસો કરવાને હું અબળા અસમર્થછું, પણ તમારા સંદેહનો સઘળો ખુલાસો અહીંથી

પાંચ જોજનપર નર્મદા નદીની ઉત્તર તરફના ત્રટ ઉપર શુકલતિથ ક્ષેત્રની પાસે તિવ્રતા નામે ગામમાં એક ધર્મવ્યાધ રહે છે તે કરશે, તો તમને લગાર પણ સંદેહ રહેશે નહિ. એવું સાંભળ્યું ત્યારે ઋષિને અતિ-શય ખેદ થયો, કે મારા જેવા તપસ્વી ઋષિને ઉપદેશની વાત ધર્મવ્યાધ જેને જગત્ પણ નીચ માને છે તે કરશે, એ ઘણીજ નવાઈ જેવી વાત છે. મેં આટલાં આટલાં તપ અને વૃત કરી કાયા ગાળી અને બાળી, તેના મનનું સમાધાન એટલે મનેચ્છાનું નિવારણ એ માંસ વેચનારો કરશે, એ ઘણીજ અફસોસની વાતછે એમ નિઃશ્વાસ મૂકે છે; અને મનમાં ધર્મવ્યાધને મળ-વાની એટલી બધી આતુરતા થઈ ગઈ છે કે જો પાંખો હોય તો આને આ ક્ષણે ઉડીને તેની પાસે જાઉં, ને પૂરો પાર લેઉં. એવી ધારણાથી ઋષિ પૂછતા પૂછતા ચાલ્યા ને શુકલતિર્થ ક્ષેત્રમાં આવી નર્મદા સરિતામાં સ્નાકરી પ્રાતઃસં-ધ્યા કરી શુકલેશ્વર માહાદેવનાં દર્શન કરી તિવ્રતાગામ-માં આવ્યા, અને લોકોને ધર્મવ્યાધની ખબર પૂછી. લોકોએ એના ઘરની એંધાણી બતાવી; તે પ્રમાણે બતા-વેલ ઠેકાણે તે ગયા ત્યારે ધર્મવ્યાધ તેમને સામો મ-ળ્યો. તેણે ઋષિને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને કહ્યું કે મહારાજ આપને ઋષિપત્નીએ મોકલ્યા, એ ખરૂં છે. તોપણ આપે મારી દુકાન આગળ આવવું નહિ જોઈએ; કેમકે હું નીચ કૃત્ય કરનારો નીચ જાતિ છું; તે મારા નામ ઉપરથી આપને જણાયું હશે, માટે મહારાજ હું મારૂં કૃત્ય કર્યા પછી હું આપની સેવામાં હાજર થઈશ. પેલો સામો પાણીનો કૂવો છે તે સ્થળે લીમડાના ઝાડ નીચે આપ

વિશ્રાંતિ લેશો. બરાબર નવને ટકોરે આપની પાસે સેવક હાજર થશે એમ કહીને તે ગયો. તે બરાબર નવ વાગે દુકાનેથી ઉઠી ઋષિની પાસે પરભાર્યો જઇ તેમને પોતાને ઘેર લાવ્યો, અને ઘરની પાસે તુળશીનું વન હતું ત્યાં આગળ સ્વચ્છ ને પવિત્ર જગા હતી, તથા આસપાસ લીમડા ને આંબાનાં વૃક્ષો હતાં, ત્યાં ઋષિ મહારાજને બેસાડ્યા. પછી ધર્મવ્યાધ ના'હી ધોઇ ભગવત ભજન કરી પોતાનાં માબાપની આજ્ઞા લેઇ, રસોઇની સામગ્રી તૈયાર કરવાને તે રોકાયો અને ઉપજેલા પેસા માબાપની આગળ લાવીને મૂકયા. તેમાંથી ચોખ્ખડીઆત રસોઇ કરાવવાને માટે ઋષિનું વૃતાંત કહી, તેમની સરભરા કરવા વાસ્તે તેણે માબાપની પરવાનગી લીધી, અને સરસામાન લાવી ઋષિજીને રસોઇ કરાવવાની ઘણીજ આજીજી કરી; ત્યારે તેઓ બોલ્યા કે અહી પાસેજ ભૃગુક્ષેત્રના રસ્તા ઉપર મહારૂદ્ર નામે જગા છે, ત્યાં બ્રહ્માનંદ મહારાજનો આશ્રમ છે; ત્યાં જઇ ભિક્ષા કરીશ. તમને ખબર તો હશેજ કે અમે ઋષિ મુનિ લોકો એકજ વખત જમીએ છીએ, અને અમારા ઋષિ લોક સિવાય બીજા કોઇનું પણ લેતા નથી, માટે તમે કહો કે ઋષિપત્નીએ જે ખુલાસા વાસ્તે મને મોકલ્યો છે તેનું શી રીત છે? એ મર્મ મને જલદીથી બતાવો, તો હું મારી મધ્યાન સંધ્યા મહારૂદ્રમાં કરી ભિક્ષા લેઇશ. પછી ધર્મવ્યાધે કહ્યું કે હું મારાં અપંગ માબાપની સેવા ચાકરી કરવામાં, તથા તેમનું મન સાચવવામાં ઘણો કાળ રોકું છું, અને તે સિવાયના વખતમાં કેટલોક કાળ મારા ધંધામાં રોકું છું, તે ધંધામાં કૂડ કપટ બીલકૂલ કરતો નથી એમાથી પરવાર્યા પછી બાકીનો કાળ

પ્રભુ ભજન, સ્તવન, કીર્તન, ઇત્યાદિમાં ગાળુ છું. કોઇક દિવસ કોઇ મહાત્મા મળે તો તેની સાથે ધર્મ ચર્ચામાં મારો કાળ જાયછે. આવા નિયમથી તથા ભગવતની કૃપાથી અને મારાં માબાપના આશીર્વાદથી મને અગમ નિગમ સૂઝે છે. એનો ખરો આધાર પીતૃ ભક્તિ છે. તેમજ ઋષિપત્ની પોતાના સ્વામીને પ્રભુ તુલ્ય અંતઃકર્ણથી માને છે અને તેનો મુખ્ય ધર્મ પતિને સંતુષ્ટ રાખવાનો છે; અને તેને પોતાના એ મહદ્ કૃત્યમાં અભિમાનનો અંશ સરખોએ નથી, તેથી તે સદ્‌વિચારના સંસ્કારવડે ભૂતકાળમાં થએલી વાત જાણી શકે છે, એ સિવાય અગમ નિગમ સૂજવાનું અન્ય કારણ નથી. આપે તેના ઉપર ક્રોધ કર્યો તે મારી અલ્પ મતિ પ્રમાણે મને લાગે છે કે યોગ્ય નહોતો. આપ મહાન તપસ્વી આત્મા પરમાત્માને સ્વતઃસિદ્ધ ઓળખાવનાર મહા સમર્થ છતાં ક્રોધ જેવો અતિ હાનિકારક વ્યાધિ આપનામાં પ્રવેશ કરે, તો આ દુનીઆનું ઉંધું વળે ને જગત પ્રવાહ ઉલટું ચાલે. માટેજ બાઇએ આપને આટલી બધી તસ્દી પાડી. અહી મારા જેવા નીચની પાસે મોકલ્યાછે માટે આપને પડેલી તસ્દીની હું એ બાઇની તરફથી માફી માગુંછું.

આવું સાંભળ્યાથી ઋષિને અતિ હર્ષ થયો, અને હર્ષથી કહ્યું કે ભાઇ ધર્મવ્યાધ તમે પણ મહાત્મા છો, કેમકે જેની અન્તઃકર્ણથી સંસાર ઉપર આસક્તિ નથી, જે પરમેશ્વર પ્રિત્યર્થં કર્મ કરેછે, અને નીતિજ્ઞ પુરૂષછે તે મહાત્માજ છે, માટે બાઇએ આટલે સુધી મોકલ્યો એ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. એવું કહી ઋષિ પોતાને પંથે પળ્યા. તેમને ગામના સિમાડા સુધી મૂકી

આવી ધર્મવ્યાધ પાછો આવી સ્નાનવિધિ આટોપી મા બાપને નવરાવી ધોવરાવી રસોઈ પાણી કરી, તેમને ખવરાવી ભગવદ્ ભજન કરવા બેઠો. તે થયા પછી પોતે ખાઇ કરી સ્વસ્થ થઇ માબાપના પગ ચાંપતો જાય, ને ઇશ્વર તરફ ધ્યાન રાખી, તેના ઉપકારનું ફરી ફરીને મનન કરતો જાય. એ પ્રમાણે દિવસે દિવસે તેની વૃત્તિ નિર્મળ થતી ચાલી, તેથી આખરે તે મહાત્મા બન્યો; એનું મૂખ્ય સાધન ભગવદ્ ભજનજ હતું.

ઋષિરાજ ધર્મવ્યાધ તરફથી નીકળી બ્રહ્માનંદ ઋષિના આશ્રમમાં આવ્યા; તે વખત બ્રહ્માનંદ ભગવત ભજનમાં બેઠા હતા, તેઓ સંગિત તથા યોગશાસ્ત્રમાં એવા તો સમર્થ હતા, કે તેમની બરાબરી તે કાળમાં કોઈ કરી શકતું નહી. તેમણે હઠ પ્રદીપિકા અને યોગસૂત્રનાં પુસ્તકો બનાવ્યાં હતાં. અને પરમપદ બોધિની નામે સારાંશરૂપ લઘુ પુસ્તક પ્રગટ કરીને યોગ શાસ્ત્રની ક્રિયા કરી બતાવતા હતા. તેમણે ઋષિને બે ત્રણ દિવસ રાખી તેમની આગતા સ્વાગતા સાથે યોગ શાસ્ત્રની કેટલીક ક્રિયા કરી બતાવી, અને તેમનું મન આનંદમાં રહે, તે માટે તેમણે સંગિત શાસ્ત્રમાંથી સંસ્કૃત ભાષામાં કેટલાંક પદ નવાં કરી વાદ્ય યંત્રની સાથે ગાઈ બતાવી, આનંદ પમાડ્યા. એવી રીતે રમત ગમતને જોઇ તેમની વૃત્તિ શાંત થઇ, સત્‌ગુણ સ્થાઇ રહ્યો. આ ગાથા ઉપરથી સમજવું જોઇએ કે ગમે તેવો રોગી, અજ્ઞાન, અને નપુંસક પુરૂષ હોય, તોપણ પત્નીએ તેને પરમેશ્વર રૂપ માનવો, અને તેની આજ્ઞામાં રહેવું. એવી રહેણીવાળી બાઈને દેવ, દેવી, માતા, મહાદેવ, કે બીજા કોઈપણ દેવની પૂજાની જરૂર નથી. મા-

ટામાં મોટો દેવ તેનો પતિજ છે, એમ નિશ્ચય કરવું જોઇએ. છોકરાને તેમનાં મા બાપ તેજ તેમનાં સર્વ પવિત્ર તિર્થ છે, તેથી તેમને તિર્થ રૂપનું વિશેષણ આપવામાં આવેછે. તે ઉપરથી નિશ્ચય જણાયછે કે ગમે તેવો ઇશ્વર ભજનમાં રાત્રિ દિવસ ઉપાસના કરતો હોય, સદગુણમાં એકો ગણાતો હોય, પણ એ માતૃ પિતૃ ભકિત રહિત હોય, તો તેનું સઘળું ધર્મ કૃત્ય મિથ્યા જાયછે. જેમણે આપણને જન્મ આપ્યો, અને બાલ્યાવસ્થામાં અજ્ઞાન હતા, તે વખતે પાલણ પોષણ કરી મોટા કર્યા, તેનો બદલો આખા ભવસુધી નિરંતર તેમનીજ ચાકરી કર્યા કરીએ, તોપણ વળવાનો નથી. તેમણે લીધેલી એક ઘડીની બરદાશ આપણા આખા જન્મારાની તેમની ચાકરી બરાબર છે, માટે એ કહેવત ખરીછે કે "છોરૂ કછોરૂ થાય પણ માવીતર કમાવીતર થાય નહિ." માતાના હૃદયમાં પરહિત બુદ્ધિ રહેલી હોયછે, અને એ પરહિત બુદ્ધિ સમાજીક સુધારણ તથા ધાર્મિક સુધારણમાં ઘણીજ ઉપયોગી છે: માટે આપણું બુરૂં કરનારનું પણ સારૂં કરવું, એ ઉત્તમ ગુણ છે. તે વિષે સંસ્કૃતમાં કહેલું છે કે,

"आर्या"

सुजनो न याति वैरं, पर हित बुद्धि र्विपत्ति कालेपि;
छेदेऽपि चंदन तरुः सुरभयति मुखं कुठारस्य. ॥ १॥

અર્થ—વિપત્તિનો સમય આવ્યા છતાં પણ પારકા હિતને ઇચ્છનાર સજ્જન પુરૂષ શત્રુની સાથે પણ વૈર રાખતો નથી, જેમ કુહાડો સુખડના ઝાડને કાપે છે તોપણ તે તેને સુવાસિત કર્યા સિવાય રહેતો નથી, માટે હે મુરબ્બી માતાજી અને બહેનો આ કહેલી ગાથા ઉપરથી તાત્પર્ય ગ્રહણ કરવું. મારા કહેવામાં

અને જ્ઞાનની નબળાઈ છે, અસાધ્યપણું છે, અને અધર્મનું સ્થાન છે. આ સંસારિક સુખ અલ્પ અને ધુમાડાના બાચકા જેવાં છે, કેમકે કિશનદાસ નામના કવિએ પોતાની બહેનના મર્ણાનુસાર બાવન કવિત કરેલાં છે, તેમાંના એક કવિતમાં કહ્યું છે કેઃ-

જિવત જરાસા દુઃખ જનમ જરાસા તાપે ડરહે ખરાસા
  કાળ શીરપર ખડાસા હે;
કોઇ બિરલાસા સો જીવે દો પચાસા અંતે બનબિચ
  બાસા યહ બાતકા ખુલાસા હે;
સંધ્યા કાસા વાન કરિવર કાસા કાન ચલદલ કાસા પાન
  ચપલાકાસા ઉજાસા હે;
એસા સાર હાસા તામે કિશન અનંત આશા પાનીકા
  પતાસા તેસા તનકા તમાસા હે. ॥ ૧ ॥

અર્થ—જીવવું થોડું તેમાં દુઃખ જન્મથી તે વૃધાવસ્થા સુધીનું એવા દુઃખમાં કાળ માથા ઉપર ઉભો રહ્યો છે તેનો ડર, કોઈ ભાગ્યશાળી હોય તે સો વર્ષ જીવે; અને અન્તે તો વનમાં (ચિતામાં કે ઘોરમાં) વાસ કરવાનો છે મતલબ કે શ્મશાનમાં સુવાનું છે. સંધ્યાકાળનું જેટલું અજવાળુ તેટલુંજ જીવવાનું અજવાળું છે, હાથીના કાન જેવું સ્થીર રહેવાનું છે, પીપળાના પાનની પેઠે ટકવાનું છે, વિજળીના અજવાળા જેટલો આ સંસારનો સાર છે; તેમાં કિશનદાસ કહે છે કે આશાનો તો પારજ આવતો નથી. પાણીના પરપોટા જેવોજ આ શરીરનો તમાસો છે. એ ઉપરથી જણાય છે કે દેહની એવી સ્થીતિ થવાની છે. માટે આ જીંદગી પછીની મુસાફરીને સારૂ ધર્મ સંબંધી જ્ઞાનનું ખાવું અથવા ભાતું

કરી રાખવું જોઇએ. એ ધર્મ અથવા કર્તવ્ય કર્મમાં દિવસે દિવસે મનુષ્ય ઉતરતા જણાય છે; અને અનાચારને આચાર ને આચારને અનાચાર માનતા જાય છે. એ રીતે આ દેશની પવિત્ર ધર્મ સંબંધી સ્થીતિ એક પછી એક એમ આફતો આવ્યાથી ઘણી માઠી થતી જાય છે, એમ કહીએ તો તે ખોટું કહેવાય નહિ. આ ગૂજરાત પ્રાંતમાં પાખંડી અને પ્રપંચી લોકોએ વહેમરૂપી જાળ એવી તો સજ્જડ પાથરી છે કે તે જાળમાં ભાગ્યશાળી હોય તેજ આવ્યા વગર રેહે છે. તેનું કારણ દેશની ઉન્નતિનું ખરૂ સાધન સ્ત્રી છે; તેમની સ્થીતિ, જેમ સંસારી કામમાં ઉતરતી છે, તેમ ધર્મ સંબંધી કાર્યમાં તો વધારે વધારે ઉતરતી જાય છે, તેથી તેમના અજ્ઞાનને લીધે ઉછરતી પ્રજા બાયલી, કમજોર અને અજ્ઞાનના અંધકારમાં ડુબી જતી જોવામાં આવે છે, તેથીજ પરદેશી, પરધર્મી, અને પરજાતિ પ્રજાએ હલ્લા કરી દેશનું શૂરત્વ અને ધર્મત્વરૂપી જીવન લેઇ લીધું છે; અને જે દેશનો આધાર અન્ય દેશના રાજા રાણાને હતો, જે દેશની ઉમદા વસ્તુઓ અન્ય દેશમાં જતી, ત્યાં જેની કિમ્મત અમુલ્ય ગણાતી હતી, જે દેશની વિદ્યા કળા અન્ય દેશના લોકોએ ઉછીની લીધેલી કહેવાય છે; તેજ દેશનો સઘળો આધાર અન્ય દેશો જે પહેલાં કશા લેખામાં નહોતા તેના ઉપરજ રહે, એ કેટલી નામોશી લગાડનારી સોચનીય વાત છે! આપણી ઓશરીથી તે ઘરના ખૂણા ખોચરા ને રસોડા સુધી, રંકથી રાજા સુધી, ગરીબની ઝુંપડીથી તે રાજાના મહેલ સુધી અને આપણા શરીર ઉપર નખથી તે શીખા સુધી એટલી બધી વિદેશી વસ્તુઓ વસી રહી

છે કે તેની ગણત્રી કરનારથી ગણના થઈ શકતી નથી. ખાવાની વસ્તુ પરદેશી, ગાવાનાં વાદ્ય પરદેશી, ઓસડ પરદેશી, મોજ શોખની વસ્તુ પરદેશી, દિવાનાં પાત્ર પરદેશી, દિવા કરવાની દિવાસળી પરદેશી, વણવાનાં રાચ પરદેશી, લૂગડાં પરદેશી, સાબુ પરદેશી, સૂતાર લુહારનાં ઓજાર પણ પરદેશી, એટલુંજ નહિ પણ ઇંટ અને માટીનાં નળીઆં પણ પરદેશથી આવવા લાગ્યાં છે. ગૃહ શૃંગારની તમામ વસ્તુઓનો આધાર પરદેશ ઉપર રહ્યો છે, એટલુંજ નહિ પણ ધર્મ કરવાનાં અને ધર્મનાં જે સ્થળને આપણે પવિત્રમાં પવિત્ર માનીએ છીએ, તેમાં પણ પરદેશી વસ્તુઓ ઉઘાડે છોગે વપરાય છે. એ રીતે શરીરના રોગ, તેના ઉપાય અને તેના પરીક્ષક પણ પરદેશીજ હોય છે, અથવા સ્વદેશી થઇ પરદેશી દવા વાપરે છે અને ઘણે ખરે ઠેકાણે રોગનાં નામ પણ પરદેશથીજ પાડેલાં અહી વાપરવા માંડયાંછે. સઘળો આધાર પરદેશ ઉપરજ આવી પડયોછે, માટે જો તે દેશમાંથી આવતી વસ્તુઓ બંધ પડે, તો આપણો કાર વ્યવહાર તુર્તાતુર્ત અટકી પડે; જો લૂગડાં ન આવે તો છતે રૂએ વનકુળ પહેરવાં પડે, જો સોય ન આવે તો છતે લૂગડે ચીથરે હાલ ફરવું પડે, જો હજામના અસ્ત્રા ન આવે તો ભોકડાની પેઠે વાળ વધારવા પડે, તથા વૈદ્યની ઓષધી આવતી બંધ પડે તો રોગથી પીડા પામી મર્ણ પામીએ. એ પ્રમાણે માયાવી સંસાર સ્થીતિ થઈ ગઇછે; અને જાતિ કર્મ તો નામનાંજ રહ્યાંછે, તેમજ ધર્મ સંબંધી સ્થીતિ પણ એના કરતાં વધારે નબળી થઇ ગઇછે; બલકે તેનો પાયો લૂલો થવા માંડયો છે એમ કહેવું અપ્રમાણ છે એમ કહી શકાય નહિ.

ખરો ધર્મ પાળનારા વિરલાજ રહ્યાછે. સ્તવનમાં પ્રાચીનધર્મનું મનાય છે, ભજનમાં મનાય છે, કીરતનમાં મનાય છે, શાબ્દ પ્રમાણમાં મનાય છે, કર્મમાં પણ ધર્મ સંબંધી વાત રહેલી છે, એ ફકત બતાવવામાંજ છે, એવી રીતે અવ્યવસ્થા થઇ ગઇ છે. ઉપદેશકોની ખામીને લીધે અને શાંતતાને બદલે દુનીઆની આગ્રાઇ વધી જવાથી, પ્રભુની ખરી સ્તુતિ પ્રાર્થના કરનારા વિરલાજ રહ્યા છે. નીતિનો મૂળ પાયો ધર્મપર આસ્થા એ છે, અને ધર્મની બીક હોય તોજ મનુષ્ય પ્રાણી નીતિ સાચવી શકે છે, માટે એ ખરૂં છે કે ધર્મ પાળનારાજ આ દુનીઆનું નાવ યથાયોગ્ય ખેડી શકેછે.

આ ભારતભૂમિમાં ધર્મ સંબંધી નિરીક્ષા કરીએ તો અગણિત પંથો અને તેના પેટા વિભાગ થઇ જેમ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એ ચાર જ્ઞાતિની ચારસેં કરતાં વધારો નાતો થઇ છે, તેમ ધર્મની શાખાઓ ઘણી થઇ ગઇછે. પંથોના વિભાગોના ધર્મ સંબંધી વિચાર જૂદા જૂદા હોવાને લીધે એકબીજા વચ્ચે વૈરભાવ થઇ જાયછે, ને તે એટલું બધું વધી જાયછે કે તેમાંથી દીવાની અને ફોજદારી મુકરદમાઓ ઉભા થાયછે, તે કામમાં તન, મન ને ધનનો અયોગ્ય વ્યય થાય છે. શાબ્દ પ્રમાણની રીતિએ, શાસ્ત્રોકત ધર્મ ને કર્મની બાબતમાં તજવીજ કરીએ તો પારાવાર દીલગીરી થયા વગર રહેતી નથી. ધર્મ સંબંધી નીચી સ્થીતિ થવાથી તેમની બુદ્ધિ પણ કેળવાયાને બદલે અધમ થતી જાયછે, તેથી તેમના મન ઉપર અયોગ્ય અધર્મની આસ્થા એવી તો સજડ ચોંટી જાયછે કે કેટલાક બીજડાને માનેછે,

કેટલાક અખામામાને, કેટલાક ભડીઆદરા પીરને, કેટલાક પીરાણાને, કેટલાક માર્ગી બની કાંચળીઆ પંથને માને, કેટલાક દારૂને માને, કેટલાક ભાંગને માને, કેટલાક ગાંજાને માને, કેટલાક ગરૂડને માને, કેટલાક ઉંદરને, કેટલાક કુતરાને, કેટલાક ગધેડા જેવા અધમ ગણાતા પ્રાણીને પણ માને, કેટલાક કેવડો, વડ, પીપળાદિ વૃક્ષોને માને, તેમ કેટલાક સાપ, નોળ ઇત્યાદિ ઝેરી પ્રાણીઓને પણ માનનારા છે; કેટલાક ધર્મને બહાને બકરાંને, તથા મનુષ્યને અને ઘોડાને હોમી તેના માંસનું ભક્ષણ કરવાની વાતને ટેકો આપનારા છે. એવી રીતે ખરા ધર્મની અવ્યવસ્થા થઇ ગઇ છે, અને એવીને એવી રીતની શ્રધ્ધા રહેલી જોઇને સાક્ષર ગણાતા લોકોમાંથી પણ કેટલાકની શ્રધ્ધા ખશી જવાથી તેઓ ચારવાક જેવા નાસ્તીક બની જાયછે અને તેમના અનુયાયી તેવા નીવડે છે, એમાં ભૂલ નથી. આ દેશની કીર્ત્તિથી લોભાઇને પરદેશી લોકોએ દેશની દુર્દશા કરીછે, અને ધર્મ સંબંધી આસ્તા હતી તે તૂટવાથી દૃઢતાને ભાગી નાંખી છે. આવું થયા છતાં પણ ધર્મ મૂળ પ્રાચિનકાળમાં એટલા ઉંડાં ને મજબૂત રોપાએલાં છેકે હજુ સુધી કંઇક અંશ જોવામાં આવે છે. જે ઘોટાળો થયોછે તે અજ્ઞાનતા અને અભિમાન અને મૂઢ વિકારને લીધેજ થયો છે; માટે અહંકારનો ત્યાગ કરી શાસ્ત્ર શોધન કરીને તથા વિવેક બુદ્ધિનો અનુભવ લક્ષ પૂર્વક અવલોકન કરી, ઉપયોગમાં લેઇને ખરા ધર્મનો સ્વીકાર કરવો જોઇએ; તથા ઇશ્વર ભકિત ખરે માર્ગે કરવી જોઇએ. અમુક ધર્મ ને અમુક પંથ ખોટા છે, તથા અમુક ધર્મ ને અમુક

પંથ ખરો છે, એ કહેવાનું કંઇ પણ કારણ નથી તથા વ્યાખ્યાનમાં એ કહેલાનો હેતુ પણ નથી; તોપણ એટલું તો ખરૂં છે કે નીતિરહિત જે પંથમાં ધર્મ મનાતો હોય તે પંથ મારાથી ખરો કહેવાય નહિ, માટે સામાન્ય રીતિએ સર્વેને રોચક આવે એવું સ્પષ્ટ એ છે કે આ શ્રૂષ્ટીનો ન્યામક એકજ પવિત્ર મહા સમર્થ પિતા છે, તેની આજ્ઞા નીતિએ ચાલવાની છે, તથા તેણે મનુષ્યને જન્મ આપી તેનાં કર્તવ્ય કર્મ કરવાને નિમાણ કીધો છે અને તેણે મનુષ્યને વિવેક બુદ્ધિની સાથે સ્વતંત્રતા આપીછે; માટે તે ભલા ભુંડા કર્મનો ભોક્તા છે, તેથી બીજાં પ્રાણી કરતાં મનુષ્ય વધારે જવાબદાર છે. કોઇ પણ ધર્મશાસ્ત્રમાં નીતિનો ભંગ નથી, પછી તે હિંદુનું વેદોક્ત, બૌધનું બૌધોક્ત, જૈનનું જૈનોક્ત, મુસલમાનનું કુરાન, ખ્રીસ્તીનું બૈબલ અને યાહુદિનું પણ હોયછે. તે સર્વમાં ઇશ્વર એકજ છે, અને તે સર્વમાં શ્રદ્ધા, ઉપાસના ને સદાચાર એ ભક્તિ છે, તથા ભક્તિ વડે ઇશ્વર પ્રસન્ન થાયછે, ને આત્માનું કલ્યાણ થાયછે. એ મૂળતત્વ દરેક ધર્મને પંથમાં છે, માટે પરમેશ્વરથી વિમુખ ન થવાય, એવું જે કૃત્ય તે ધર્મ કૃત્ય છે. એવા ધર્મ ઉપર શ્રદ્ધા થાય, અને પાંખડી તથા મલીન એવા કર્ત્રિમ ધર્મ ઊપર મન ન જાય, એવી અહરનીશ બુદ્ધિ રહે, માટેજ પ્રભુની સ્તૂતિ કરવી જોઇએ. ધર્મ સંબંધી મહા બળીષ્ટ વિષય ઉપર મહર્ષિઓએ કરેલા મોટા શોધો અને ન્યાય, વેદાંત, મીમાંસા ઇત્યાદિ ૭ શાસ્ત્ર ઉપર આ દેશના તત્વવેત્તાઓએ મનન કરી ધર્મ સંબંધી શોધ કરવામાં બાકી રાખી નથી. એવા મહાત્માનાં ધર્મ સંબંધી સત્ય અ-

ને પ્રમાણ વચનમાં કાળાંતરે નવાં ઉમેરાતાં જાય કે જ-તાં રહે એમ કાળપરત્વે બને તેની ના કહી શકાય નહિ, અને તેથીજ વામમાર્ગ, ને દક્ષિણમાર્ગ ઇત્યાદિ ઘણા મત થાય, તેની પણ ના કહેવાય નહિ. મહાન સ્વામી શંકરાચાર્ય એ પ્રાચિન ગ્રંથો અને તત્વજ્ઞાન ઉપર ટીકા કરેલી છે, અને તેના ઉપર સુરેશ્વરાચાર્યની ટીકાઓ છે, તેજ હિંદુ ધર્મમાં મુખ્ય ગણાય છે. ત્યાર પછી રામાનુજ, વલ્લભને આધુનિક સ્વામી નારાયણ મહારાજ વિગેરેના પંથો હાલના સમયમાં છે; તે પંથોના આચાર્યોની યોગ્યતાની તૂલના કરવી એ કામ આપણું નથી, તો પણ હરેક વસ્તુમાંથી સાર નીકળે છે, તેમ એ આચાર્યોના મતનું ખરેખરૂં તત્વ કહાડીએ તો તેમનું મુખ્ય કરતવ્ય ધર્મમાર્ગ દર્શાવવાનું છે, પરંતુ આચાર્યની પદવી વંશપરંપરાની થઇ ગયાથી કાળાંતરે તેમાં એટલું બધું મિશ્ર થઇ ગયું છે, તથા થતું જાય છે, કે તેમાં મૂળ ખરૂં કયું, ને આધુનીક કયું; તે જેમ વડનું થડ કયું, ને વડવાઇ કઇ, તે જણાતું નથી, તેમ બુદ્ધિને સંસ્કાર ન થયાથી પારખી શકાતું નથી. ધર્મ કર્મમાં રૂઢી માતાનું જોર શાબ્દ પ્રમાણ કરતાં વધારે માન્ય કરાયછે, તેથી રૂઢીથી વિરૂદ્ધ જેની બુદ્ધિ સંસ્કાર પામી છે, તેવાથી પણ જવાતું નથી, કેમકે રૂઢીનું પરિબળ બાયડીઓમાં વિશેષ છે, તેથી ઓને ઘરમાં પ્રધાન તુલ્યજ ગણવામાં આવે છે, માટે ગમે તેવી શૃતી સ્મૃતીમાં હોય પણ રૂઢીમાં ન હોય તો તે માન્ય થતુ નથી. એ રીતે ખરા શાસ્ત્ર કરતાં બૈરક ઉટાંગ શાસ્ત્ર પ્રથમ માન્ય રખાય છે. આટલું બધું છતાં પણ ધર્મનાં કંઇક મૂળ પરમેશ્વરની કૃ-

માથી, કાંઇક શ્રદ્ધા ને કાંઇક જોરાવરીથી રહી ગયાં છે, એ આપણા પૂર્વજો અને ખરા ભકતોનો પ્રતાપ છે.

હિંદુ મતમાં વેદ મુખ્ય ગણાય છે, કેમકે સઘળાં શાસ્ત્રોમાં વેદનો દાખલો આપ્યો તે પ્રમાણ ગણાય છે; ને વેદનો અર્થ જાણનારા ઘણાજ થોડા છે. વેદીઆઓ વેદમંત્રનો પાઠ ભણી જાણે છે, પણ અર્થ જાણતા નથી, માટેજ તેમને વેદીઆં ઢોર કહીને ખીજવે છે. વેદનું અધ્યયન કરનારા થોડા છે, તેમ તેનો અર્થ જાણનારા તેના કરતાં પણ થોડા છે, તો તે અર્થ અમુક જગાએ યોગ્યતાપૂર્વક છે કે નહિ, એમ કહેનારા સ્વલ્પજ હોય એમાં નવાઇ નથી. એ કારણને લીધે બ્રાહ્મણોનું બ્રહ્મત્વ જવા માંડયું છે, અને આ ગૂજરાતના ગામડામાં ઘણેખરે ઠેકાણે કૃશીકર્મ કરે છે, તથા ઘણાખરા તો ભીખ માગીને પોતાનું ગુજરાન ચલાવે છે, તેથી તેમની સ્થીતિ નીચ ભીખારી તુલ્ય થઇ ગઇ છે. જેમના પૂર્વજો મહાન ચક્રવૃતિ રાજાને લેખવતા નહોતા, જેમનું વચન નીકળ્યું કે પોતાનો પ્રાણ આપવાને તેયાર એવા શિષ્યો હાજર રહેતા, અને વાદ વિવાદ કરવાને તે શિષ્યો પણ સમર્થ હતા; જેમની પાસે ભણવાને સારૂ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્યનાં ટોળે ટોળાં રહેતાં; જેમની વિદ્યા મહા સમથ ગણાતી હતી; જેમની આણ કરતીતો મહાન રાજાઓ પણ ભૂખ્યા ને તરસ્યા ઉભા રહેતા; જેમની રક્ષા કરવાને રાજા રાણાઓ અહરનીશ ચિન્તા રાખતા, તથા દિવસ રાત્રિ ન જોતાં ખબર થઇ કે તુરત ત્યાં જઈ બંદોબસ્ત કરતા; જેમની ભિક્ષાનો પ્રસાદ કરવાને ચક્રવૃતિ રાજા પણ ઇચ્છા રાખતા, અને પ્રસાદ માળ્યો તો કૃતા-

ર્થ થયો એમ માનતા; રાજા ને પ્રજા તેમની રૈયત છે, એમ માની ઋષિના ભયથી પોતાનું કૃત્ય યથાસ્થિત કરતા, તેથી કોઈપણ ઠેકાણે ગુનોહ બનતા નહિ; રાજા કે પ્રજામાં જેમનાથી પાતક થયું, તો તેનું પ્રાયશ્ચીત લેવાને જાતેજ ઋષિ પાસે જતા; એવા મહાન ઋષિઓના તનુંજો અર્વાચિનકાળમાં ઝોળીઓ ખભે ભેરવી, શેરીએ શેરીએ ભીખ માગી બેકલ્યાણીનો ધંધો જે કલ્યાણ ધર્મોજય કરવા નીકળે, તેમને ક્ષુદ્ર લોક ધક્કા મારી, પોતે અથવા ચાકર પાસે કઢાવી મૂકાવે એટલુંજ નહિ પણ ગદ્ધેડાના નામથી તુચ્છકાર કરે; તો પણ તેમની ઉગ્ર પ્રકૃતિને લગાર પણ અસર થાય નહિ એ કેટલું શોકજનક છે!!! આ વિષે નીચેનો શ્લોક જાણવા જેવો છે.

॥श्लोक॥ तृणादपि लघुस्तूल, स्तूलादपिच याचकः;
वायुना किंननी तोसौ, मामेवं याचयिष्यति॥१॥

અર્થ—તૃણા કરતાં આકડાનું તૂર હલકું છે. (આકડામાંથી કહાડેલા રૂનું પૂમડું) તેના કરતાં એ માગનાર વધારે હલકો છે. તરખલાને અને આકડાના તૂરને વાયુ ઉરાડી મૂકે છે, તેથી વાયુને પૂછ્યું કે તું માગનારને કેમ ઉરાડી મૂકતો નથી? ત્યારે તેણે જવાબ દીધો કે જો હું તેની પાસે જઈ ઉરાડું, તો તે મારી પાસે માગે, માટે ઉરાડતો નથી. આ ઉપરથી ઉઘાડું જણાય છે કે ભિખારીના જેવી ભુંડી હાલત બીજા કોઈની નથી. આવી શોચનીય સ્થીતિમાં મહા તત્વવેત્તાનાં તનુંજો આવી જાય, તથા જેના બાપદાદાનાં પુસ્તકો હાલના સમર્થ વિદ્વાનોને પણ સમજવાં કઠીણ પડે, તેમનાજ

બાળકોને સ્વભાષા સરખીએ આવડે નહિ, એટલું-જ નહિ પણ મોચી, ઘાંચી, ઘાયજા, ઢેડ, ચમાર એવા અતિ શુદ્રજનો કરતાં પણ માઠી હાલતમાં આવી પડે, એજ ઘણું દીલગીર થવાનું છે. આવાની સંખ્યા દિવસે દિવસે વધતી જાય તેમાં નવાઈ નથી; કારણ કે નવા નવા હાનીકારક રીવાજો તેમનામાં દાખલ થતા જાય છે એટલુંજ નહિ, પણ પશ્ચિમ તરફની વિદ્યાના પ્રસાદથી પણ તેમનામાં જુના સદ્ગુણોએ વાસ ન કર્યો, પણ ઉલટા તેમના દુર્ગુણોએ એમના દેશમાંથી દેશવટો લેઈ આ દેશમાં આવી સ્ત્રી પુરૂષોમાં વાસ કર્યો, તેથી અનુમાન થાય છે કે ઉછરતી પ્રજામાં જો આવું ને આવુંજ રહેશે તો છેકજ દેશની પડતી થઈ જશે, માટે આ વિષય સંબંધી દરેક જણે જેનામાં કંઈપણ દેશોન્નતિનો અંશ હોય, અથવા ઈચ્છા રાખતા હોય, તેમણે આ સંબંધી મનન કરવુંજ જોઈએ; તથા હાલના સમયમાં જેઓ બીજાને બોધ આપવાને લાયક હોય તેમણે જે મનમાં હોય તેવુંજ કહેવું ને તે પ્રમાણે વર્તવું. કેમકે જેનું કરતબ જૂદું, કહેવું જૂદું ને મનમાં જૂદું તેવાના બોલવા ઉપર શ્રોતાને અસરજ થાયજ નહિ. તે વિષે સંસ્કૃતમાં શ્લોક છે તે ધ્યાન આપવા જોવો છે.

॥श्लोक॥ वचस्येकं मनस्येकं, कर्मण्येकं महात्मनाम् ॥
वचस्यन्यत् मनस्यन्यत्, कर्मण्यन्यत् दुरात्मनाम् ॥ १ ॥

અર્થ — મોટા પુરૂષનું જેવું બોલવું તેવુંજ કરવું, અને તેવુંજ મનમાં હોય છે; પણ નઠારા પુરૂષનું બોલવું જૂદું, મનમાં જૂદું ને કરવાનું પણ જૂદુંજ હોય છે. આવી રીતે મહાત્માની પંક્તિમાં જ્યારે ઘણાં મનુષ્ય આ-

વે; ત્યારેજ દેશનું રૂડું થાય, માટે જો દેશની અને વિશેષે કરીને તમારી પોતાની દાઝ -હૃદયમાં લાગતી હોય તો તન, મન અને ધનથી મહેનત કરો. હજુ ઘડો ફૂટ્યો નથી ને નીર વહી ગયું નથી, માટે એ બાબતનો પ્રયત્ન જાગીને જારી રહેશે તો જ્ઞાનોપદેશ કરનારા દિવસે દિવસે વધારે નીવડી આવશે, અને ઉપદેશકોના શબ્દઘોષ ચાલતાને ચાલતા રહેશે તો સારા સારા ઉપદેશકોની અસરથી દેશ સુધરશે, માટે અહર્નિશ ઇશ્વરની પ્રાર્થના કરી માગવું જોઇએ કે આપણા ભારત દેશમાં સમર્થ શંકરાચાર્ય જેવા ઉપદેશકો થતા જાય; અને એવું થવાને ઇશ્વરની સહાયતાની મોટામાં મોટી જરૂર છે. હવે વખત ઘણો થયો, ને તમને પણ કંટાળો આવ્યો હશે તથા મારૂં અલ્પ જ્ઞાન પણ હવે લાંબુ ચાલી શકે એમ લાગતું નથી તેથી ભાષણ બંધ કરૂંછું. હું અબળા જાતિ તેથી કોઇના વિચારની વિરૂદ્ધ બોલાયું હોય, ને દોષ થયો હોય, તેની નમ્રતા પૂર્વક માફી માગુંછું; વળી વિશેષમાં તમો મુરબ્બીઓને ભગિનીઓની આગળ હું મારી એક ધારણા છે, તે આ છેવટનો પ્રસંગ જાણી જણાવું છું; તે એકે પરમ દિવસથી હું સંસાર સુખથી તૃપ્ત થઇ, મારા મનને મારી ત્યાગી દીક્ષા લેવાને નવાં વસ્ત્ર પહેરનાર છું; ને મારાં સાસુ સસરાદિની આજ્ઞા ભગવતની કૃપાથી મને મળી ચૂકી છે, અને આપની પણ આ વખતજ માગુંછું. મારાં માતાપિતાની અર્ધી આજ્ઞાતો મેં પ્રથમથીજ લેઇ લીધી છે; અને વળી જઇને લઇશ, તથા પ્રભુની મેરથી મારો આવરદા જનકલ્યાણાર્થે રોકીશ ને જેવું હું બોલુંછું તે પ્રમાણે મારાથી નિભાય, તેને

માટે ઈશ્વરની કૃપા ચાહુંછું, અને તમે મને તનમનથી મદદ કરશો એવી આશા રાખુંછું. તમારા સર્વનું હેત મને વારંવાર સાંભર્યાવગર રહેવાનું નથી, અને મારી જે આવી શુદ્ધ વૃત્તિ થઈ, તેનાં અંગભૂત ગણું તો તમેજ છો, કેમકે તમારી સાથે વાતચિતમાં ચરચા ન થઈ હોત, તો મારૂં મન આખરે ખરા પુણ્ય કર્મ તરફ જાત નહિ, માટે સર્વને જય ભગવત કરી બોલવું બંધ કરૂંછું.

આટલું સાંભળતાં શ્રોતાની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી, અને જેમ કારી ઘા વાગ્યાથી અથવા વહાલામાં વહાલા સગાનું કવખતનું મરણ થયાથી તેગે જેવું લાગે, તેથી અધિક સરસ્વતીબાઈ જૂદાં પડશે, એવું સાંભળ્યું કે સર્વને લાગ્યું. આશરે અર્ધી ઘડિકા સુધી તો કોઈથી કાંઈ બોલાયજ નહિ, તો ખબર અંતર તો શી રીતે પૂછે? તેમ બાઈને પણ એ ચિતાર ચિત્તમાં ચિતરાયાથી તેને પણ તેટલુંજ લાગ્યું. આ વખત જે વૃદ્ધ, સાક્ષર પુરૂષો ને ગામનો હાકેમ જેઓ આવ્યા હતા, તે તો સ્તબ્ધજ થઈ ગયા, અને એક બીજાને કહેવા લાગ્યા કે શું આ બાઈ બોલે છે કે કોઈ બ્રહ્મવેત્તા બોલે છે. એના વ્યાખ્યાનથી સર્વ દિંગ થઈગયાં ને કહેવા લાગ્યાં કે આ કોઈ કાળામાથાનું માનવી નથી, પણ ખરેખરો સરસ્વતીનોજ અવતાર છે. આજના દિવસને ધન્ય છે, ને આ ગામને પણ ધન્ય છે કે આજના જેવો લાવો આખી ઉમરમાં ફરીફરીને આવનારજ નથી એમ બોલી એક બીજાને મળી ભેટી સર્વ પોત પોતાને ઘેર ગયાં. ભાષણ કર્ત્રિ તથા તેની સાસુ નણંદ વગેરે પોતપોતાને ઠેકાણે સૂવાને ગયાં. અંતઃપૂરમાં આવી ઈશ્વરની પ્રાર્થના

કરી નિદ્રા લીધી. બીજે દિવસે જેને મળવું ઘટતું હતું તેને મળી ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં ઉઠી ઇશ્વરોપાસના કરી સગાંવહાલાં વગેરેને ભેટી શ્વેત વસ્ત્ર ધારણ કરી પિશ્ચર જવાનો માર્ગ લીધો. તેને વળાવવાને ગામનાં સર્વ મનુષ્ય નાનેથી મોટે સુધી આવ્યાં હતાં. તે સઘળાં એનું વાક્ય ચાતુર્ય, શ્વેત વસ્ત્ર અને શુભ કૃત્ય જોઇને અપ્રીત થઇ ગયાં. એ સમયે મોટા મોટા ઘરની સ્ત્રીયો પણ ઉઘાડે પગે ચાલીને છેક ગામના સિમાડા સુધી વળાવા ગઇ. તેની સાથે એ શુભ કાર્યમાં મદદ કરવાને સાઠ સાઠ વર્ષની બે ડોશીઓ જવાને નીકળી, અને તેમણે આજીજી કરી કે તમે અમને લેઇ જાઓ, ત્યારે તેણે કહ્યું કે માજી તમારૂં શરીર બહારનાં દુઃખ સહન કરી ન શકે, માટે આજ ગામમાં રહી તમારો ક્રમ પુરો કરો. તે તેમણે કબુલ કર્યા પછી તે પિશ્ચર આવી અને પોતાનાં માત પિતાની આજ્ઞા માગી, ધારેલો વિચાર પૂર્ણ કરવાના હેતુથી ઉપદેશક બની. દિવસે દિવસે ભાષણ અને ધર્મ કર્મમાં શ્રેષ્ટતાને પામી, અને એનાં પંદર વિશ શિષ્યો તો એ બાઇ કરતાં પણ સમર્થ નિવડયાં. એ પ્રમાણે પચાસ સાઠ શિષ્યો સહવર્તમાન તેણે ધર્મબોધ અને દેશોન્નતિ કરવાનો પ્રયત્ન જારી રાખ્યો. એની સાથે વાદવિવાદ કરવાને ઘણા ઘણા પંડિતો ને તત્વવેત્તાઓ આવતા. તેમની સાથે તે ક્ષમા માગી શાન્તતાથી વાદવિવાદ કરતી અને તેમાં એ જીતતી; તોપણ છેવટ કહેતી હતી કે મારૂં જ્ઞાન અલ્પ છે, તેથી ધર્મ સંબંધી વાદ કરવાને હું સમર્થ નથી, પણ આ જે બોલુંછું, તે મારા મનમાં આવે તેજ છે, એમ જે જે સાક્ષરો એને મળતા, અને

વાદવિવાદ કરતા, તે એટલા તો પ્રસન્ન થતા કે તે બાઇનાં વખાણ લોકોમાં ઘણાંજ ફેલાવતા. એ બાઇનું દેશોન્નતિ તરફ એટલું તો મન રાત્રિ દિવસ લાગી રહ્યું હતું, અને એવો તો ઉપદેશ કરતી કે ભૂમિતિ પ્રમાણ પ્રમાણે સ્ત્રીવર્ગનો સુધારો વધતો આવ્યો. ગામ પરગામથી તેને ઘણાં ઘણાં આમંત્રણ થવા માંડયાં. કોઇ કહે મારે ગામ આવો, ને કોઇ કહે મારે ગામ આવો. તે સર્વનું શાન્ત્વન કરી, પોતાનું કાર્ય સફળ કરી પ્રસિદ્ધ થઇ; તેથી દેશો દેશના વિદ્વાનોએ એના નામ પછાડી ધર્મની અને સંસાર સુધારાની માતા એવું વિશેષણ જોડયું.

એ સંસાર સુધારાની ને ધર્મની માતાએ વૃદ્ધાવસ્થા થઇ ત્યાં સુધી પોતાના ધારેલા ઉદ્યોગમાંજ કાળ કાઢયો. પછી કાયા જરજરી ભૂત થઇ, ને પંચ્યાશી વર્ષની ઉમ્મરે પહોચ્યાં; ત્યારે એમનો અવસાન કાળ નજીક આવી પહોચ્યો, તે વખત તેમનાં શિષ્યોને એજ ઉદ્યોગ જારી રાખવાની ભલામણ કરી. એમ સર્વ દેશમાં નામ અમર રાખી પોતાની જીંદગી પુરી કરી. એમના કૃત્યથી વિદ્યાકળાનો ઘણોજ વધારો થયો અને ધર્મ સંબંધી સ્થિતિ શ્રેષ્ઠતાને પહોચ્યાથી દેશમાં ગુન્હા તો ઘણાજ ઓછા થઇ ગયાથી રાજાને પણ કંઇ તોફાન સેતાનની બીક રહી નહિ. એવું થયાથી સરસ્વતી બાઇને સંતાપ થાય તેમાં વિશેષ નવાઇ નથી. પોતાના ઘણા શિષ્યો સાથે વાતચિત કરી પોતાનો છેલ્લો પ્રાણવાયુ બંધ કરી સ્વધામ પહોચ્યાં. એમના સ્વર્ગવાસ પછી તેમના શિષ્ય વર્ગે પણ તેમનું પોતાનું કામ યથાસ્થિત

બજાવવામાં કચાશ રાખી નહિ. મરનારની ખોટ પડી તે જણાઈ નહિ. તોપણ સરસ્વતીબાઈનું નામ "યાવત્‌ચંદ્ર દિવાકરો" પર્યંત અમર રહ્યું. આ પ્રમાણે સરસ્વતી બાઈની સંસાર યાત્રાનો અંત આવ્યો.

શાર્દૂલ વિક્રીડિત છંદ.

સાધુ સંગ સદૈવ વાસ વસિને ચર્ચા યતીની સદા,
દીક્ષા રોજ રહે દિલે દૃઢ કરી અંતે નહિ આપદા;
બોધી બોધ વિવેક વાણિ વદિને સંતુષ્ટ સંનારિયો,
પામી પ્રીતિ પરસ્પરે પ્રિય વદી સદ્ધર્મને ધારિયો.
બાળાઓ બહુ બુદ્ધિવાન બનિને શિક્ષાથી શાણી થતી.
યુદ્ધોમાં ગજ રાજ ગર્જન કરે એવી એ શૂરી હતી,
બાકી નામ ભલું રહ્યું જગતમાં ભક્તો તણી માળમાં,
એવી માત સરસ્વતી થઈ ગઈ, આવા કળિકાળમાં.

---

# પ્રકરણ બીજું.

## આસ્તાબાઇનું વૃત્તાંત.

તીડા જોશી, તેમની ભાર્યા આસ્તાબાઈ તથા કુંવર કાળીદાસનું સરસ્વતી બાઈના સંબંધને લગતું વર્ણન ઉપર આવી ગયું છે પણ ત્યાર પછીનું વૃત્તાંત નીચે મુજબ છે.

સરસ્વતીબાઈ સીધાવ્યા પછી જોશીના ઘરનું તો ગામમાં કોઈ નામ પણ પૂછે નહિ કેમકે જોશીએ સરસ્વતીબાઈને દુઃખ દેવામાં કંઈપણ કચાશ રાખી નહોતી, તેમના ઢોંગ અને વહેમ સર્વત્ર પ્રસિદ્ધ થયા હતા, તેથી તેમના અજ્ઞાનની આપણી સર્વથી મપાઈ ચૂકી હતી, તથા ધર્મ સંબંધી તેના અધમ વિચાર જાહેરાતમાં આવ્યા હતા, એ કારણોથી જોશીના ઉપર ધિક્કાર છૂટવા લાગ્યો હતો. એવી રીતે કમાણી બંધ પડી ગઈ અને ઘરમાં અન્નનો ખૂટકો પડવા માંડયો માટે તીડા જોશીની સ્ત્રી આસ્તાબાઈને સરસ્વતી બાઈ વારંવાર સાંભરવા લાગ્યાં. તે ગયાં તે પછી એક બે દિવસ તો તેને લગાર પણ ચેન પડે નહિ, ને વારંવાર સાંભરી આવી રડવું આવે કેમકે વહુનાં પગલાં કંકુનાં હતાં તે જવાથી સર્વ અસ્તોગત થઈ ગયું. જે તીડા જોશીની નામના બહાર ગામમાં ફેલાએલી તેનું હવે ગામમાં પણ ધિક્કાર છૂટવાથી કોઇ નામ પણ ન લે, અને સર્વ હાડ હાડ કરે એવો વખત ફરી ગયો હતો. આસ્તાબાઇને થોડા દિવસ ઘણુંજ લાગ્યું પણ કહ્યું છે કે "દુઃખનું ઓસડ દહાડા" તેથી જેમ વખત જતો ગયો તેમ

સરસ્વતીબાઇ વિસારે પડતાં ગયાં, પણ પ્રસંગાનુંસાર, તો જીવતા સુધી સાંભરવા લાગ્યાં. ઘરમાં તો " આટા તાલ કે ઠીકરી જલતી હે " એ મુજબ થયાથી તે વધારે સાંભરવા લાગી. મહા મહા વેલા પડવા લાગી ત્યારેજ તીડા જોશીને પોતાનાં પૂર્વ કુકર્મનો પસ્તાવો થવા લાગ્યો અને હવે તો " અવસર ચૂકયા મેઉલા વરસી કાંઉ ક-રેશ " એટલે વખત ગયો તે પાછો આવતો નથી તેને સંભારવો એ નકામું છે. ગયા વખતનાં કર્મને સુધારવા-નો કોઈ પણ રસ્તો રહ્યોજ નહોતો તેથી હવે દુઃખે પાપે પે-ટની વેઠ ઉપાડી ભવ પુરો કરવાનો રહ્યો હતો. આવા સંકટના ડુંગરમાં તીડા જોશીની સ્ત્રી આસ્તા બાઇને વહુના સમાગમથી ધર્મ સંબંધી બોધને લીધે જ્ઞાનનો ઉદય થયો હતો તેથી સદ્ગુણનો વાસ વસ્યો હતો, એ કારણથી અને સરસ્વતી બાઇના સમાગમથી તેની ધર્મનિષ્ઠા રૂડી છે એમ જાણી શ્રદ્ધાળુ લોકો તેને મદદ કરતાં હતાં; તથા તે બાઇ અવકાશના સમયમાં રેંટીઓ, પૂણી, દળણાં, ખાડણાં કરી ઘરનો નિભાવ કરતી હતી. એ કુટુંબમાં જોશી, તેમની સ્ત્રી, એક દીકરો ને એક દીકરી મળી ચાર માણસ હતાં. તે સર્વનો સ્વભાવ જૂદા જૂદા હતો, પણ બધાંનો આધાર આસ્તાબાઇનાજ ઉપર રહ્યો હતો. એટલાં જણનું ભ-રણપોષણ બાઇ માણસે કરવું એ બહુજ કઠિણ ને સ્તુ-તિપાત્ર હતું. બાઇને રાત્ર દિવસ મહેનત કરવી પડતી ને ક્ષણની પણ નવરાશ મળે નહિ. એટલામાં અમનગરથી છોડીને તેડવા માણસ આવ્યું તેની સાથે તેને સાસરે વળાવી એટલે " ઇન મીન ને સાડેતીણ રહ્યાં " તેથી નિ-ર્વાહ ચાલવા લાગ્યો. એ સમયમાં બાઇના મન-

માં એવો વિચાર આવ્યો કે સ્વામીની ઉમ્મર થયાથી પ્રકૃતિ લથડી છે, મારી પણ અવસ્થા થવા આવી છે, માટે આ કાળીદાસની શી દશા થશે? એને કોઈપણ ધંધે લગાડાય તો સારૂ માટેજ જે ઓળખીતા મળે તેને એને ધંધે લગાડવાનું કહે પણ કયા ધંધામાં એને રોકવો એ સૂઝે નહિ. એવામાં ધનવંતરામ પંડયાનો દીકરો લજ્યારામ એ ગામમાં એક મુદ્રાયંત્ર લાવ્યો હતો તેનો નિયામક ધર્મ વલ્લભાનંદ આસ્તા બાઈનો ઓળખીતો તથા તેના ઘરનાંને આસ્તાબાઈનો ઉપદેશ હતો માટે તેમની વિનતિથી આસ્તાબાઈએ તેને કહ્યું કે ભાઈ આ મારા કાળીદાસને તમારા છાપખાનામાં નોકર રાખો તો સારૂં. હાલ પગારની જરૂર નથી લગાર શીખીને તૈયાર થાય અને આટલો પણ ધંધો શીખે તો મારા મૃત્યુ પછી રળી ખાય માટે તમે લજ્યારામ ધનવંતરામને કહો તો સારૂં. એ સાંભળી ધર્મ વલ્લભાનંદને દયા આવી તથા તેને તે બાઈ ઉપર સંપૂર્ણ ભાવ હતો તેથી લજ્યારામ પંડયાને આગ્રહ સાથે કહ્યું તથા બાઈ પાસે પણ કહેવરાવ્યું, તેથી તેમણે છાપખાનામાં રાખવાની પરવાનગી આપી. ધર્મવલ્લભાનંદે તેને બીબાં ગોઠવતાં સારી રીત શીખવ્યું, ને તે ચાર પાંચ માસમાં હોંશીઆર થયો ત્યારે લજ્યારામે પાંચ રૂપિયા પગાર આપવાનો હુકમ આપ્યો. એ રીતે દરમાયો ચાલતો થયાથી લગાર નિરાંતની સાથે સ્ત્રી પુરૂષ કાળ નિર્ગમન કરી બાકી રહેલો આવરદા પુરો કરે છે તથા પોતાનું ભાગ્યું તુટયું ગાડું ગબડાવે છે એવામાં કોલેરાના આજારથી કાળીદાસનું મૃત્યુ થયું. તેથી બિચારી આસ્તાબાઈને મોટામાં મોટી પીડા આવી પડી,

ને ખૂણે પેસવાનો વખત આવ્યો. પુત્ર શોક સમાન બીજું દુઃખ થોડુંજ હોય છે માટે એ બાઈને એનો કારીઘા એવો તો સજ્જડ લાગ્યો, કે શરીરનું ભાન પણ ભૂલી ગયાં અને તીડા જોશીને તો ઝાલવા પડયા ત્યારે રહ્યા. કૂટવા રોવાનો ચાલ એ વખતમાં એવો તો હતો કે કૂટનારીઓ વગર મોતે મરતી. આવી નઠારી રૂઢી કોઈ તોડી શકે એવું નહોતું. લાવણ્યતા વાળી આસ્તાબાઈને પુત્ર તથા સરસ્વતીબાઈનો સ્વાગી તેથી ગામનાં સંભાવિત મનુષ્ય પણ શોક કરવા લાગ્યાં, બાઈડીઓનાં ટોળે ટોળાં રડવા કૂટવા આવવા લાગ્યાં, તેથી બિચારી આસ્તાબાઈ કૂટી કૂટીને થાકી, છાતીમાંથી લોહી નીકળ્યું. ને માથામાં વેગ આવવા લાગ્યા. એવામાં સરસ્વતી બાઈના એક સ્ત્રી શિષ્યે આવી તેની આસના વાસના કરી ને મૂવા પછવાડી ન રોવા વિષે ચેતવણી આપી, ને લોક લાજનો ભય છોડી દેવા માટે તેને સમજાવ્યાં તેથી આસ્તાબાઈ તેના કહેવા પ્રમાણે કરવા લાગી. આવું કૃત્ય જોઈ ગામનાં સુજ્ઞ સ્ત્રી પુરૂષો તેનાં વખાણ કરવા લાગ્યાં પણ અજ્ઞાનીને અનઘડ બૈરીઓ તેને મેણાં મારવા લાગી કે છોકરો સરખો મરી ગયો, ઘરનું ઘર ઉખડી ગયું અને નસંતાન થયું તો પણ લગાર અરે! સરખી પણ નથી માટે એ મા નથી પણ પેલા ભવની શત્રુ છે; એમ જેવું જેને રૂચે તેવું બોલવા લાગ્યાં. તેમની દરકાર ન કરતાં આસ્તાબાઈએ પોતાના પુત્રની શાસ્ત્રોકત મૃત્યુની ક્રિયા કરાવી. તેની ઉત્તરક્રિયાનું કામ પાર પાડયું ત્યાર પછી જ્ઞાન માર્ગમાં તે એટલી બધી ગળી ગઈ કે કંઈ બાકી રહી નહિ. એ વખતે બ્રાહ્મણની નાતોમ બાળતાળની પણ

નાત થતી હતી તે ચાલ એ બાઇએ બંધ કર્યો, એટલુંજ નહિ પણ તે વખતે શાસ્ત્રોકત પદ્ધતિ સમજાવવા લાગી માટે એ વાત ઘણા જણને ગળે ઉતરી. કોઈ માઠું બોલે કોઇ સારૂં બોલે તેની દરકાર ન રાખતાં બાઇએ પોતાનો હેતુ જણાવી દીધો. એ વખત તીડા જોશી પાસે બદામ સરખીએ નહોતી માટે તે એક શબ્દ પણ ઉચ્ચાર કરી શકયો નહિ, મનમાં તો પોતાના ઘરડા વરડાની રીત યાદ આવે પણ કરે કેમ? ખેદ પણ ઘણો થાય પરન્તુ ઘરમાં તો "ભૂત ભૂસ્કા મારે, અને હનુમાન હડીઓ કહાડે" એમ હતું તેથી "માથે પડી વશનદેવા" કર્યા વિના ચાલે એવું નહોતું. વે ભાઈ (નાણું) વગર ગામના લોકોમાં એમનું વજનજ જતું રહ્યું હતું. આ વખતે જોશીજીની પુત્રી દુર્ગુણી બાઇએ પોતાનાં માબાપને ન કહેવાનું કહ્યું પણ તે બિચારાં તેને શું કહે? "પેટ ફાટયું ત્યાં કયાં થીગડું દેવું." લોકોનું કહેવું તો કંઈ લાગ્યું નહિ પણ પુત્રીના વાકય બાણે મનમાં ઘણીજ લાગણી કરી, પરંતુ ઘરમાં તો "સારા રાજ્યમાં સાવરણી હતી" એટલે શું કરે? વળી બાઇએ જાણ્યું કે એ આપણે ઘેર કયાં બેશી રહેવાની છે; તેથી "આંખ આડા કાન કરીને" તે સર્વ પેટમાં ઉતાર્યું. એ વખતે સમયાનુસાર સરસ્વતી બાઇ સાંભરી આવી કે તે જયારે અહીં હતી ત્યારે એના સદ્ગુણ આ છોકરીમાં આવતા, પણ હવે આ માઠી સોબતમાં રહી તેથી તેનું પરિણામ આવું કનિષ્ટ આવ્યું. એ ઉપરથી નકકી થાય છે કે, "कुसंगा संग दोषेण काष्ट घंटा विडंबणा." અર્થ—નઠારા માણસની સોબતથી નઠારો પાશ લાગે છે જેમ ગાયને ગધેડાની સો-

જાતથી હરાયું ખાધાની ટેવ પડયાથી કોરે ડેરા બાંધવા પડે છે ને દુઃખ સહન કરવું પડે છે, માટે હવે સુધારવાના જે ઉપાય કરીએ તે સર્વ નકામા છે, એમ ધારી મન વાળયું. છોડી રીસાઈને સાસરે ગઈ. આસ્તાબાઈને બિચારીને ઘરમાં રહીનેજ વેતરૂં કરવું પડયું તથા ધણીનું ને પોતાનું ખર્ચ પણ કહાડવું પડયું. જાતે પાકું પાન તેમાં પુત્ર શોક તથા પેટની પંચાતને વાસ્તે ઘરમાં રહીનેજ મહેનત વધારે કરવી પડે, તેમાં વળી સ્વામીનો મંદવાડ તેથી તેનું શરીર લેવાતું ચાલ્યું. તીપ્ર જોશીને એકદમ ભારે મંદવાડ થઈ ગયો તે વખત બાઈની દયા જાણી આડોશી પાડોશીએ તેને બહુજ મદદ કરી; તથા સરસ્વતીબાઈની ભલામણથી તેની શિષ્ય વર્ગની શાખાએ તન, મનથી બહુજ મદદ કરી ઘણા ઘણા ઉપાય કર્યા પણ જોશીને મંદવાડ જીવ લેવાને આવેલો તે જાયજ કેમ? ઓસડ વેસડના ઉપચાર ઘણાએ કર્યા, અને લોકોએ રૂપિયાને કાંકરા ગણી ઓસડમાં ખર્ચ કર્યું પણ જોશીને મટયું નહિ અને રીબી રીબીને મરણ પામ્યા. તે વખતે છેવટ બોલ્યા કેઃ—

॥ ચોપાઈ ॥

ઠગી ઠગીને ઠાલો થયો, પાપ ભાર શિર ઉપર વહ્યો;
તુચ્છ ગણે ગણતિમાં ગામ, ધીક વીઠો જોશી મુજનામ. ૧.

આસ્તાબાઈ દુઃખના સમુદ્રમાં ડુબી ગઈ. ખૂણામાં હતી તેમાંથી હવે તો ચસકી પણ ન સકાય. અને જોશી પૂર્ણ અવસ્થાએ મરી ગયા તેથી ઘરના નામ પ્રમાણે ખર્ચ કરવાનું પણ માથે આવી પડયું, માટે હવે શું કરવું? તેની માઠી પંચાવી આવી. જોશીજી મરી ગયા કે તરત

આસ્તાબાઇએ ભગવતગીતાની કથા કરાવવી શરૂ કરી. તેથી રડવા કૂટવાની માથાકૂટ તો છેકજ જતી રહી. લોકોને તો મૂળથીજ ખબર હતી કે પોતાના છોકરા પછાડી પાથરણું રાખ્યું નથી તો આતો વૃદ્ધનું મર્ણ તેથી તે રાખેજ કેમ? જો ગાંડો પેલો છોકરો જીવતો હોત તો તે વિવાહ જેવું ગણાત પણ છોકરો નહિ તેથી શોકનું મૂળ હતું. દેશદેશાવરથી કાંણ માંકણ કરવાને સગાં વહાલાં આવતાં હતાં, પણ પૈસા સંબંધીની વાત કોઇ કંઇ કહેતું નહિ તેમ પૂછતુ પણ નહિ. છેવટ આસ્તાબાઇની લાવણ્યતા, ધર્મનીતિ, યોગ્ય લૌકીક વ્યવહાર અને મહેનત કરી શરીર કસેલું, તથા સરસ્વતી બાઇના શિષ્ય વર્ગે મળીને ગામના સંભાવિત લોકો પાસેથી એક ટીપ તૈયાર કરાવી તેમાંથી ચાલતા રીવાજ પ્રમાણે જોશીની ઉત્તર ક્રિયાનું ખર્ચ. કર્યું, તેથી ભૂદેવો બરબડવા લાગ્યા; પરંતુ તે વખત એવો તો સુધારાપર આવ્યો હતો, કે એવા ભૂદેવોને ઠપકો દેનારા પણ તૈયાર થયા હતા. નવી પ્રજામાં જૂનાઓનું વધારે ચાલી શકતું નહિ, માટે પહેલાં કરતાં અભણ બ્રાહ્મણોની સત્તા છેકજ તૂટી ગઇ હતી. આગળ કહેવામાં આવ્યું છે તેમ મધ્યમ સ્થીતિએ આવેલા બ્રાહ્મણો આળસમાં પડયા તેને લીધે તથા લોકોની શ્રદ્ધા. જ્ઞાન પ્રદીપ્ત થયાથી ઓછી થઇ ગઇ હતી માટે અભણ બ્રાહ્મણોની દયા લેશ માત્ર મનમાં લાવતા નહિ.

આ વખતે પણ દુર્ગુણી બાઇએ આવી પાછું રોણુ મચાવ્યું; તે એવી રીતે કે તે રોતી કૂટતી તથા રાજીઆ ગાતી ગાતી છેક ઘરના બારણા સુધી છેડો વાળતી વાળતી આવી, અને જુવે છે તો ઘરમાં ગિતાજીની કથા બેઠેલી

છે તેથી રડાય કૂટાય નહિ એવું જ્યારે તેણે દીઠું અને બે ચાર જણે એને રડવા કૂટવાનું ના કહ્યું ત્યારે તે ઝંખવાણી પડી ગઈ. પોતાની જનેતા જેણે તેને ઉછેરવાને વાસ્તે મહા મહેનત લીધેલી અને વેદના ખમવામાં બાકી રાખેલી નહિ; એવી માડીનું દુઃખ લગાર પણ ન જાણતાં તે તેના ઉપર કોપ કરવા લાગી અને તેણે ઉઠીને બિચારીને મેણાં ટુણાં એટલાં બધાં દીધાં કે દુશ્મન પણ એવું વેણ વદે નહિ. આ સમયે એ દુર્ગુણી બાઈમાં તેના નામ પ્રમાણે સંપૂર્ણ દુર્ગુણ વશ્યા હતા; તેથી પોતાની વિધવા અને ઉમ્મરે પહોંચેલી માને એવો તો સંતાપ થયો કે કોઈ વાતજ પૂછો નહિ. દીકરી તો એવી છકી ગઈ હતી કે તેનાથી પિયેરનાં તથા સાસરાનાં સર્વ બાઈ બાઈ હારી ગયાં હતાં. બિચારી પાડોસણ તથા તેનાં સગાંવહાલાં ઉપર ગાળોના વરસાદ વરસ્યા કરતા હતા. પિયેરનાં ઘણાંખરાં ધર્મનિષ્ટ તથી તેમણે તેને ડાબી કરી મૂકી હતી, તથા સર્વ તેને ગાંડા મનુષ્ય પ્રમાણે લેખવવા લાગ્યાં હતાં. માએ બિચારીએ તેની દયા જાણી છેવટ શીખામણની કોઈ પરોક્ષ વાત કહાડી ને એને ઉપદેશ થાય તો થોડી ઘણી અસર થશે એમ ધારી કહેવા લાગી, કે બહેન તારી ભાભી સરસ્વતીબાઈએ એક વખત એક મહાન પાપી મનુષ્યની વાત મને કહી હતી, અને તે શાસ્ત્રમાંની હશે એમ મને લાગે છે, કેમકે પ્રથમ તેણે મને એક શ્લોક કહ્યો હતો તે હજીસુધી મને યાદ રહ્યો છે. અગાઉ ભોજરાજાના વખતમાં રૈયતને ઘણું સુખ હતું અને વિક્રમ ને ભોજ એવા સારા રાજા થઈ ગયા છે કે તેની બરોબરીના થો-

કંઈક રાજા આ ભારત ભૂમિ ઉપર પ્રાચિનકાળમાં થઈ ગયા, સાંપ્રતકાળમાં છે, અને ભવિષ્યકાળમાં થશે. એ થએલા રાજાઓએ પોતાની પ્રજાને દીકરા દીકરી સમાન ગણી હતી. અને પ્રજાની નીતિ, રીતિ તેજ તેમની નીતિ રીતિ હતી, તથા પ્રજાનું સુખ દુ:ખ તેજ પોતાનું છે એમ ગણતા. પ્રજાને સુખ દુઃખ કેવું છે તેની નિરીક્ષા કરવા-ને વેશ બદલી નગર ચર્ચા જોવા નીકળતા હતા. એક વખત ભોજરાજાને રાત્રે એક સન્યાશી મળ્યો તેનું ને ભોજનું નીચેના શ્લોક પ્રમાણે બોલવું થયું હતું:—

### શાર્દૂલ વિક્રીડિત છંદ. શ્લોક.

भिक्षो कंथा श्लथाते नहि शफारिवधे जाल मश्नासि मत्स्यां,
स्तेमे मद्योपदंशाः पिबसि च मधु किं वेश्यया यासि वेश्यां;
दत्त्वांघ्रि मूर्ध्यरीणां तव कीमु रिपवो भित्ति भेत्ता स्मियेषां,
चौरोसि द्युत हेतो स्त्वयि सकलमिदं नास्ति नष्टे विचारः

અર્થ—ભોજરાજાએ પૂછયું કે હે! સન્યાશી તારી કંથા (ગોદડી) શિથિલ કેમ છે? ત્યારે તેણે જવાબ દીધો કે એ કંથા નથી પણ માંછલાં પકડવાની જાળ છે; ત્યારે પૂછયું કે શું તમે મચ્છ ભક્ષણ કરોછો? ત્યારે જવાબ દીધો કે દારૂ વિશેષ પીઊંછું તેના ઉપર મચ્છ (ખાર ભંજન) ખ-વાણું છે; ત્યારે પૂછયું કે શું તમે આવા સન્યાશી થયા છતાં મચ્છનું એ ભક્ષણ કરી મદ્યપાન કરોછો? ત્યારે જ-વાબ દીધો કે શત્રુના માથા ઉપર પગ મૂકીને ગુણિકાની સાથે બેશીને પીઊંછું; ત્યારે કહ્યું કે તમારે સન્યાશીને ગુ-ણિકાને ત્યાં જવું એ ગજબ છે!! અને તમારે શત્રુ

શાના? ત્યારે જવાબ દીધો કે રાત્રિએ લોકોનાં ઘર ફોડીને ચોરી કરીએ તથી શત્રુનું તો પૂછવુંજ શું? ત્યારે કહ્યું કે વાહ! વાહ! સન્યાસી મહારાજ ચોરી પણ કરતા દેખાઓ છો? ત્યારે જવાબ દીધો કે જુગટું રમીએ તેમાં પૈસા હારી બેશીએ તે જોઈએ ત્યારે કોણ ધીરે તથી ચોરી કરવી પડે છે; આ સંભાષણ થયાથી ભોજરાજાએ અફસોસ કરીને પોતાના મનમાં નિશ્ચય કર્યો કે જે નઠારો થયો તેને કોઈપણ પ્રકારનો વિચાર રહેતો નથી. એવી રીતનું સઘળું સન્યાસીની સાથનું તેનું બોલણ મનમાં વારંવાર સાંભરી આવી ઘણી ચિંતા થવા માંડી. કેમકે પ્રજાના દુર્ગુણ તે રાજ્યને હાનિકારક છે. મા બાપ જેમ છોકરાંના દુર્ગુણ દેખી દુઃખી થાય છે, તેમ ભોજ રાજા દુઃખી થવા લાગ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે આવાં માણસ કેમ સુધરે, તથી તે મનમાંનો વિચાર ન ખસવાથી રાજનું કંઈપણ સુખ નજરે પડે નહિ, અથવા લાગે નહિ. સભામાં મહાન વિદ્વાન લોક આવે અને પંડિતોના વાદ વિવાદ થાય પણ તેમાં તેનું ચિત્ત ચોટે નહિ, તથી જેમ વૈકલ્ય એક વાકય બોલે તેમતે "નાસ્તિ નષ્ટે વિચારઃ" એજ બોલ્યા કરે, તે ઉપરથી કાળીદાસ પંડિતે એક બે દિવસ શોધ કરી ઉપરનો શ્લોક બોલી સમજાવ્યું કે જે વાત આપણા હાથમાં નથી તે વાત મનમાંથી કહાડી નાંખવી જોઈએ, કેમકે હવે અફસોસ કરવો બીલકુલ કામનો નથી, તોપણ અમે પંડિત લોકો એવા ઢોંગીઓના સપાટામાં આવી છેતરાય નહિ તેને માટે પેરવી કરીશું. પેલું વાકય જેમ ભોજ રાજાના હૃદયમાં કોતરાઈ રહ્યું હતું તેમ તારાં (દુર્ગુણી બાઈનાં) વાકયબાણ પણ મારા (આસ્તાબાઈના)* કાળજામાં

કોતરાઇ રહ્યાં છે. કેમકે માને વહાલામાં વહાલી દીકરી અને દીકરી સમાન માતા ઉપર હેત રાખનાર બીજું કોઈ નથી. માનું દુ:ખ જાણનાર દીકરી છે, માટે ઉપરની વાત જે કહી તે ઉપર તું સમજુ છું તેથી વિચાર કરીશ. આટલું સાંભળતાં તેને એટલો બધો ક્રોધ ચઢયો કે જાણે મહાદેવનું ત્રીજું લોચન ઉઘડયું હોય ! ! એવી રીતે કોપાયમાન થઈને પાંચ પચીસ લપડાકો પોતાની વૃદ્ધાવસ્થા વાળી દુ:ખમાં પીડાતી માતાને મારી અને ગાળો દઈ કહેવા લાગી કે હું તો એકવાર નહિ પણ એંશીવાર નઠારી; તું ભકતાણીબાઈ છે તે મેં તને જાણી• બોલવું બંધ કર નહિ તો જાણીશ, આવું બોલવું ને કરવું સાંભળી તથા જોઈ લોકોએ તો મોંમાં આંગળીઓ ઘાલવા માંડી, અને એક ડાહી છોકરી જે બાર તેર વર્ષની હતી તેને સરસ્વતીબાઈનો સમાગમ ને બોધ પરગામમાં મળ્યો હતો તે બોલી માતાજી જવા દ્યો કેમકે કહ્યું છે કે:—

શ્લોક. उपदेशोहि मूर्खाणां, प्रकोपाय न शान्तये;
पयःपानं भुजंगानां, केवलं विष वर्धनं. ॥१॥

અર્થઃ— જેમ સાપને દુધ પાવાથી ઝેર વધે છે, તેમ મૂર્ખને ઉપદેશ એ હાનિકારક છે, માટે મૂર્ખ ક્રોધાયમાન વધારે થાય પણ શાંત્ત પડે નહિ તેથી આપે એક શબ્દ સરખો બોલવો નહિ એમ કહી પગે લાગી ચાલતી થઈ. એ સાંભળી આસ્તાબાઈએ મનમાં નક્કિ કર્યું કે હવે ચેકે સું કાંઈ પણ કરવું નહિ. આ છોકરીનું કહેલું ખરૂં છે. દુર્ગુણી બાઈ પોતાના બાપનું કારજ ગયું ત્યાં સુધી મહિએરમાં રહી તેટલા દિવસ માતાએ તથા બીજાં સગાંવહાલાંએ દુ:ખે પાપે કાઢયા.

આસ્તાબાઇએ મનમાં એવો નિશ્ચય કર્યો કે આ-સંસાર સ્વપ્નવત્ છે અને તેમાં જીવતર પાણીના પરપો-ટા જેવું છે તે વિષે સરસ્વતીબાઇએ કીશનદાસનું એક કવિત કહેલું છે અને બીજું પણ તેણે મને નીચે પ્ર-માણે સંભળાવ્યું હતું.

કવિત

ઉગતી ઉપાઇ એતી ઉમર ગુમાઇ, કછુંકિની ન કમાઇ
 કાજ ભયો ન ભલાઇકો;
એોધિ જબ આઇ તબ કોઇ ન સહાઇ, બાઇ રાઇ ભર
 કછુ નબસાઇ ઠકરાઇકો;
આઇ પહોચાઇ પીછતાઇ માઇ બાઇ જાઇ, છુટયો નાતો
 તુટયો તાતો કિશન સગાઇકો;
લાતો સદા ધુમ ધામ ચલી સોચલાઇ બાઇ, વાંતો હે
 નપ્રિય ભાઇ રાજ પોપાં બાઇકો. ॥ ૧ ॥

અર્થ— જેટલી યુક્તિ તથા પ્રપંચ થાય એટલું કરી ઉમ્મર ગુમાવી, કોઇ પણ કમાણી કરી નહિ અને ભ-લાઇનું કામ થયું નહિ; જ્યારે આખર અવસ્થા આવી પ-હોચી ત્યારે કોઇપણ સાહ્ય કરનાર રહ્યું નહિ અને ઠકરાઇનો રાઇ સરખો ભાગ પણ કામ આવ્યો નહિ; માટે જ્યારે આવી પહોંચ્યું ત્યારે, મા, બેન, વહુ, છોકરાં ઇત્યાદિ પસ્તાવા લાગ્યાં; કીશનદાસ કહે છે કે સગાઇનો નાતો ને તાતણો તુટી ગયો; અહીં તો તારાથી મોટી ધામધુમ ચ-લાવાઇ એટલી ચલાવી પણ મૃત્યુ પછી જવું છે ત્યાં પોપાં બાઇનું રાજ્ય નથી કે અંધેર ચાલ્યું જાય, તેથી સગાંવહાલાં વગેરે કંઇજ કામનું નથી ફક્ત ભગ-વાન ઉપરજ આશા મૂકીને બેસવું; એમ ધારી પરમે મા-

ગ્રંથી દિવસ કાઢવા લાગી. છોકરી સાસરે ગઈ પછી તેને ઘરબાર કંઈપણ સારૂં લાગ્યું નહિ, સંસારની તથા સગા વહાલાંની તેણે દરકાર રાખી નહિ. હમેશાં ભગવાનનું ભજન યથાશક્તિ કરે અને તે સંબંધીજ વાતમાં મન રાખે, તેથી તેમના દિવસ સુખચેનમાં ગુજરવા લાગ્યા. થોડા માસ પછી તેને તાવ આવ્યો અને તે તાવમાં શાન્ત વૃત્તિથી જે દુઃખ થતું તે સહન કરવાની મૂળથીજ ટેવ પડી હતી. મનમાં નક્કિ હતું કે આ સંસારરૂપી માયાવી વહાણ કોઈ દિવસ સમાન ચાલવાનું નથી, પણ જો ધર્મરૂપી નાવિક મળે તોજ આ સંસારમાં રહેલું કૂડકપટ અળગું થાય, તથા ઈશ્વર નિયમની સમજણ પડે અને ઈશ્વર ઉપર દૃઢ આસ્તા રહે, તેથી હરખ શોક સમાન થઈ જાય અને હમેશાં સાત્વિક વૃત્તિ રહે અને પ્રસંગાનુંસાર દુઃખ આવે તે ખમવાની ટેવ પડે, તેથી તે દુઃખ જણાય નહિ. આવી રીતિની પરમેશ્વર ઉપર સંપૂર્ણ ખરી શ્રદ્ધા થાય એટલે મનુષ્ય "आत्मवत् सर्व भुतेषु यः पश्यति सपश्यति" સર્વ ભૂત માત્રને પોતાના આત્મા જેવા ગણે, એટલે જેમ પોતાના આત્માને દુઃખ થાય છે તેમ બીજાને પણ આપણે દુઃખ દઈએ તો તેવુંજ થાય એવી તદાકાર વૃત્તિ થાય; ત્યારે લોકૈષણા, વિત્તૈષણા, ને પ્રીતીષણા, એવી ત્રણ પ્રકારની ઈષણા મટી જાય, અને લોક સારૂં નરતું કહે તેનો તેને ભય રહે નહિ. લોકને રોચક લાગશે કે નહિ એવો ભય રાખી પોતાના ધર્મ કૃત્ય કરવામાં ડરતા રહેછે, તેમ પૈસાની કમાણીનું સુખ માણી તેમાંને તેમાં મચ્યા રહેતા હોય, તોપણ સદ્‌માર્ગથી પૈસો પેદા કરવાને તથા તેનો સદુપયોગ કરવાને આ નિયમથી બાધ આ-

વતો નથી; પરંતુ એટલું તો ખરૂં કે "પૈસો મારો પરમેશ્વર" એમ માની એની લાલચે કાળાંધોળાં કરી કદાપિ ઇંદ્રાદિ દેવનું રાજ મળવે તો તેપણ તુચ્છ છે; માટેજ શાસ્ત્રકાર કહી ગયા છે કે ઇંદ્રિઓને સાત્વિક વૃતિ વાળી કરવી. ઇંદ્રિઓના વિકારમાં તૃપ્ત રહેવું ને એનેજ સુખ માનવું એજ દુઃખરૂપ થઇ પડેછે, માટે એના જેવી પાપમાં નાંખનાર બીજી કોઇપણ વસ્તુ નથી, સર્વ ભોગ રોગના ભરેલા છે. આસંસારમાં ત્યાગી દિક્ષા લઇ પ્રભુ મળવાની લાલચે સર્વેનો ત્યાગ કરે તેના કરતાં સંસારમાં રહીને તેમાં રહેલી લાલચો જીતી પોતાનો કાળ સારી રીતે સદાચરણથી ગુજારે એજ ઉંચા પ્રકારનું મનુષ્ય કહેવાય છે. એવી વૃતિને ત્યાગી દિક્ષા વાળા પણ પહોચી શકતા નથી. એવા મહત્કર્મી થવાને ઊંચાપ્રકારની દૃઢતાની જરૂર છે, માટે જેનામાં મહત્ કૃત્ય કરવાની દૃઢતા હોય તે ચાહે ત્યાં પહોચી શકેછે. દૃઢતા એ શબ્દ ફકત ત્રણ અક્ષરનોજ છે, પણ તે વિષે વિવેચન કરવા બેસીએ તો મોટામાં મોટું પુસ્તક થાય માટે એનો અર્થ તથા તેના દાખલા અને છેવટ તેનું તાત્પર્ય યથાસ્થિત ઠસવાં જોઇએ. એવી દૃઢતા આસ્તાબાઇને સંપૂર્ણતાથી મનમાં ઠસી ગઈ, તેથી એનું મન સંસાર સબંધી દુર વાનૂરછનાથી કંટાળી ગયું, ને હાલતાં ચાલતાં પ્રભુ યાદ આવવા લાગ્યા. વેદ, ઉપનિષદ, શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ અને આધુનિક ભકતમાળ ઉપરથી નિશ્ચય થાયછે કે નાનાં નાનાં દૃષ્ટાંતોથી, કોઇના કહેવાથી, કોઇનાં મેણાં ટુણાંથી તથા આપત્તિકાળ આવ્યાથી મોટા મોટા ભકતરાજ થઇ ગયા છે. આ દુનિયાનાં હુનરોનો પણ ઇતિહાસ તપાસીએ તો માલુમ

પડે છે કે નાનામાં નાની વાત ઉપરથી મોટા મોટા શોધ થયા છે, અને તેના ફેલાવાથી મનુષ્ય પ્રાણી પરમ સુખ ભોગવેછે. આ દુનિયામાં જે નવી નવી કળાઓ થઇછે ને થાયછે; જેવીકે વરાળ યંત્ર, તાર, વિજળી, ટેલીફોન તથા વરસાદ લાવવાની કળા; તેમજ ઔષધો સબંધી જેવીકે એલ્યોપાથીક, હોમ્યોપાથીક ને હેદ્રોપાથીક; એલ્યોપાથીક એટલે ગરમી હોય તેના ઉપર ઠંડકના ઉપચાર કરવા; હોમીયોપાથીક એટલે ગરમી ઉપર ગરમ દવા આપવી; અને હેદ્રોપાથીક એટલે પાણીમાં ગરમી ઓછી વત્તી કરી ફક્ત પાણીજ દવાને ઠેકાણે વાપરવું; આવી જાતના શોધો વિચાર, વિવેક, અને તર્ક શકિતથીજ મનુષ્યોએ શોધી કહાડયા છે. હલકામાં હલકી બાબત ઉપરથીજ મોટામાં મોટી શકિતઓ હાથ લાગી છે. આપણા રોજના અનુભવમાં આવેછે કે જે મનુષ્ય કંઇપણ ગણતરીમાં ન હતા, જેમને ધર્મ સબંધી વિષયોનું જ્ઞાન પણ હતું નહિ, તથા જેણે ધર્મ સંબંધી ગ્રંથોનું અધ્યયન પણ આરંભેલું નહિ, એવા પુરૂષો પરમ ધાર્મિક બનેલા આપણા જોવામાં આવેલા છે; તેમાંના કેટલાકની પ્રાચિન સ્થીતિ ધીકકારને પાત્ર થએલી, પણ પરમ પ્રભુની મહેરબાનીથી તેમને તત્વશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન થએલું આપણા જોવામાં આવ્યુંછે. ધાર્મિક વૃત્તિ થવાને જાત કે ભાત, કે તત્વજ્ઞાન જોયતુ નથી, કેમકે નીચ જ્ઞાતિમાં ગણાતા પુરૂષો પણ ધર્મ સંબંધી બાબતમાં સર્વોત્કૃષ્ટ થયા છે. એવા ફકત પ્રાચિનજ દાખલા બન્યા છે એમ નથી, પણ આધુનિક એવા દાખલા બનતા જાય છે તે આપણા જોવામાં આવેછે. આવા જ્ઞાન તરફ આસ્તાબાઇનું ઘણું વલણ થવાથી તેનું ધર્મ જ્ઞાન સારૂં થયું

હતું, તેથી ગામમાં મોટામાં મોટાં ગણાતાં મનુષ્યો પણ તેની અમૃત વાણી સાંભળવાને આવતાં અને બે ઘડિકા ધર્મ ચર્ચા થતી તે સાંભળીને ઘણો આનંદ પામતાં. આટલી બધી તેની ધર્મ સંબંધી યોગ્યતા આવ્યા છતાં પણ તે બાઇ નિરાભિમાની અને સત્યવકતા કહેવાતી હતી. આવી તેની વૃત્તિ જે થઈ છે, તે સરસ્વતીબાઇના પરિશ્રમથીજ થઇ છે એવું તે વારંવાર કહેતી, એટલુંજ નહિ પણ તે સર્વને કહેતી કે સરસ્વતી મહારી ગુરૂ અને હું તેની શિષ્ય છું, અને તેનાં આપેલા જ્ઞાનથીજ હું યત્કિંચીત જાણું છું; તેથી જે કોઈ મહાત્મા એની પાસે આવતા તે સરસ્વતીબાઇને મળવા જતા ને વાદવિવાદમાં આનંદ પામી પાછા આસ્તાબાઇ પાસે આવતા, તેથી આસ્તાબાઇની પણ ધાર્મિક પુરૂષો તારીફ કરતા હતા. એ પ્રમાણે ધર્મ કાર્યમાં પડ્યા પછી આસ્તાબાઈની અવસ્થા પંચ્યાશી વર્ષની થઇ ત્યારે તેમનો વૈકુંઠમાં વાસ થયો. તેની નામના રહેવાને તેના ખરા સેવકોએ બહુ શ્રમ લઇ એક ફંડ ભેગું કરી મોટી રકમ એકઠી કરી તેની ધર્મ શિક્ષણ શાળા બંધાવી ને ધર્મ સંબંધી જ્ઞાન આપવું શરૂ કર્યું તથા શીલા લેખ ઉપર કોતરાવ્યું કે "આસ્તાબાઇ ધર્મ શિક્ષણ શાળા" અને આસ્તાબાઇએ મરતી વખત નીચેની કવિતા કરી હતી તે સોનેરી અક્ષરથી છપી પૂઠા ઉપર ચહોંડી દીવાલના મુખ્ય ભાગ ઉપર લટકાવી.

॥ ચોપાઇ ॥

અતી દુઃખ આ દેહે થાય, આયુષ્ય એમ તો વેતું જાય;
ગુણ ગોવિંદ તણાના ગાય, આસ્તા પૂર્ણ પસ્તાવો થાય. ૧.

આ પ્રમાણે આસ્તાબાઇની સંસારયાત્રા પૂરી થઇ.

# પ્રકરણ ૩ જું.

## દુર્ગુણીબાઇનું વૃત્તાંત.

આસ્તાબાઈ તથા સરસ્વતીબાઈનાં ચરિત્ર લોકોપયોગી હતાં અને તેમણે લોકોને સારી અસર કરી હતી, તેમ તેનાં ચરિત્ર વાંચવાથી વાંચનાર ને સાંભળનારના મનમાં સદ્‌વિચાર ઉત્પન્ન થાય એવો એમના જીવનચરિત્રનો હેવાલ છે. દુર્ગુણીબાઈનું કેટલુંક વૃત્તાંત એ બે બાઈઓના સંબંધમાં આવી ગયું છે, પણ તેનું બાકી રહેલું વિષેશ વર્તમાન જાણવા જેવું અને તે ઉપરથી સ્ત્રી પુરૂષને બોધ મળી શકે એમ ધારી પ્રગટ કરવામાં આવે છે.

દુર્ગુણીબાઈને અમનગરના ગરીબશંકરના પુત્ર વિદ્યાતત્વરામની સાથે પરાણવી હતી તે શખ્સ ઘણીજ ગરીબી અવસ્થામાં ઉછરેલો હતો. તેણે પોતાના ગામની નિશાળમાં મારીથી ભણી સ્વભાષાનાં સઘળાં ધોરણ પુરાં કર્યાં હતાં. વધારે અભ્યાસ કરવાના હેતુથી મુંબઈમાં આવી મધુગીરી (રાંધેલું અન્ન) માગી પોતાનો અભ્યાસ વધારતો હતો. એની બુદ્ધિ ચંચળ અને યાદ શક્તિ વખાણવા જેવી માસ્તરને લાગવાથી તેણે સખી દીલના લોકોને એને મદદ આપવા સૂચના કરી, તેથી ત્યાંના ધનાઢ્ય લોકો તરફથી એને ભણવાના ખર્ચનો સઘળો આંકડો મળતો હતો. એની કુદરતી બુદ્ધિ અને સ્મરણશક્તિ સારી હોવાથી થોડીજ મુદતમાં એ ઘણો સારો નિવડયો, દરેક પરીક્ષામાં તેની વખાણવા લાયક બુદ્ધિ અને મહેનતથી તે પહેલે નંબરે પાસ થતો. ઈંગ્રેજી, સંસ્કૃત અને

ગૂજરાતી ભાષામાં એવો તો પાવર્ધો થયો અને પરીક્ષા-માં એવા તો માર્ક (દોકડા) મળ્યા કે તેને કોલેજમાં ભણવાની સામગ્રી ત્રણ સ્કોલરશીપો મળી હતી, તેથી તેણે એમ. એ. સુધીનો અભ્યાસ સંપૂર્ણ કરી ઘણા માન સાથે સાબાશીનાં ખાત્રીપત્રો મળવ્યાં. છેવટ કાયદાની પરીક્ષા આપી. એલ.એલ.બી.ની પદવીપણ પહેલા વર્ગમાં પહેલે નંબરે મળવી, પરંતુ એની મરજી ઘણા દિવસથી બારીસ્ટર ને સારજન્ટ થવાની હતી, પણ પાસે પૈસાનો સં-ગ્રહ નહિ, તેથી રૂ. ૧૦૦૦૦) એક લક્ષ્મીદાસ દયાળજી નામના ભાટીઆ સદ્‌ગૃહસ્થના લઈ ત્રણ વરસ સુધી વરીષ્ટ કોરટમાં કામ કરી પરીક્ષા આપી. તેમાં ઘણા સારા માર્ક (દોકડા) મળવી પરીક્ષકોની એટલી ખાત્રી કરી આ-પી કે આવો કોઈપણ પરીક્ષા આપનાર ઈંગ્લાંડમાં પણ મળી આવ્યો નથી એવું તેમની નજરમાં લાગવાથી તેને બારીસ્ટરની પદવી વિલાયત લખી સારજન્ટના ખીતાબ સાથે અપાવી. ત્યાર પછી ઇંગ્રેજ બારિષ્ટરોના કરતાં ઉત્તમ રીતિએ પોતાનું કામ (હાથ) વરિષ્ટ કોર્ટમાં ધમધોકારે ચ-લાવવા લાગ્યો. મોટી અદાલતના સઘળા ન્યાયાધિશો તેની કાયદા સંબંધીની અપૂર્વ માહીતિને લીધે આમન્યા રાખતા હતા, અને તેનુ બોલેલું સર્વ ન્યાયાધિશો સ્વિ-કારતા હતા; એ કારણથી આખા મુંબઈ શહેરમાં એ-ની એટલી નામના થઈ કે કહેવાની વાતજ રહી નહિ. વિદ્વાન વર્ગમાં એની ઉત્તમ પ્રકારની શ્રેષ્ટ વિદ્યાને લીધે, તથા કાયદો જાણનારામાં કાયદા સંબંધીના ઉંચા જ્ઞાનને લીધે અને તત્વજ્ઞાનમાં બહુ નિપૂણતાને લીધે, ક્ષાત્રિય વર્ગમાં મોટી મહત્તા ગણાવી હતી; તેથી કોઈપણ જ્ઞાનીથી

એનો એક શબ્દ સરખો એ રદ કરી શકાતો નહિ તેથી આંખી મુંબઈ નગરીમાં શ્રેષ્ઠમાં શ્રેષ્ટ ગણાવા લાગ્યો.

પેલી દુર્ગુણીબાઈને પરણીને વિદ્યાતત્વરામ અભ્યાસ કરવા મુંબઈ જવાના હતા, તેવામાં દુર્ગુણી વહુને ઘેર તેડી આણ્યાં, માટે ભણવા જવાનું એટલીવાર અટક્યું. છોકરાને કન્યા મળી તે મહા મોંઘી હતી અને વળી કૂળવાન ઘરની તેથી તેને સાસુ સસરો હાથમાં ને હાથમાં રાખતાં હતાં, તથા તેને શીવણ ભરત નાની ઉમ્મરમાંથી આવડતું હતું, તેથી મહિને ચાર અથવા પાંચ રૂપિયા પેદા કરતી હતી. એ કારણથી ઘરનાં સર્વ તેની મરજી પ્રમાણે ચાલતાં હતાં, માટે એનામાં દિવસે દિવસે નિડરપણાને લીધે અપલક્ષણ વધવા લાગ્યાં, તેથી સાસુ તો બિચારી તેનાથી છેકજ કંટાળી ગઈ હતી, અને ઘણા દુઃખોનો વરસાદ વરસવાથી તેણે દીકરા જોશીને પત્ર લખ્યું તેથી તે આવીને તેને તેડી ગયો; એટલે વિદ્યાતત્વરામ મુંબઈ જઈ ઉપર લખ્યા પ્રમાણે અભ્યાસ કર્યો. વિદ્યાતત્વરામ મુંબઈમાં હતો તે દરમીઆન એક વખત સાસરે તેડેલી તે વખતે તેનો રોબ, તોર અને અસભ્ય ભાષણનું તો પૂછવુંજ શું? સસરો, સાસુ, જેઠ, જેઠાણી, દીએર, દેરાણી, કાકાજી, કાકીજી, મામાજી, મામીજી વગેરે સર્વ તેનાથી કંટાળી ગયાં હતાં, તેથી ચોખા દાળ વહેંચી પોતાને પિયર પલાયન કરવાનો વિચાર કર્યો, પણ ત્યાં તો એવી રીતે કલહ કરેલો કે કોઈ સંઘરે નહિ, તેથી સાસરેજ રહીને સાસુ સસરાનાં રુદન સોસવા માંડયાં. એ પ્રમાણે તેમના "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં" વિદ્યાતત્વરામ સઘળી પરીક્ષામાં પસાર

થયા પછી પોતાને ગામ અમનગરમાં આવ્યો તે વ-ખત વહુ તો પિયર ગયાં હતાં આખા ગામમાં સ્થળે સ્થળે સઘળાં મનુષ્ય વિદ્યાતત્વરામના આવવાથી રાજી રાજી થઈ ગયાં ને કહેવા લાગ્યાં કે આપણા ગામમાં ગ-રીબશંકરનો દીકરો વિદ્યાતત્વરામ ઘણો ગુણી નીકળ્યો છે, તેથી તેની સાત પેઢીને તારી એટલુંજ નહિ પણ આપણું આખું ગામ તાર્યું, ને આવડું નાનું ગામ જે કંઈપણ લેખામાં નહોતું, તે ગણતીમાં આવ્યું, એવો તે મનુષ્યમાં રત્ન નીવડયો. એ અરસામાં પાછી દુર્ગુણી વહુને તેડી ને તેને છોકરાની સાથે મુંબઈ વિદાય કરી માબાપે પોતાની પીડા મટાડી. છોકરાની મરજી મુંબઈમાં નિ-વાસ કરવાની થઈ, કેમકે ત્યાં મોટા મોટા લોકોમાં બે-સવું, ગાડી ઘોડાની સહેલ કરી હરવું ફરવું, વર્તમાન પત્રો તથા પુસ્તકો વાંચવાં અને પોતાનો બારીષ્ટરનો ધંધો કરવો. એ સઘળું મુંબઈમાં બની શકે પણ બહાર ગામ ખાતે એમાંનું કંઈજ સુખ ન મળે, તેથી એ ખરૂં છે કે "નગરે વસંતિ દેવતા" એ કહેવત બરાબર ધ્યાનમાં આવ્યાથી મુંબઈમાંજ રહેવાનું ઠરાવ્યું. એ વાત સ્નેહિઓને પણ પસંદ પડી, કેમકે ભાઈબંધ વગેરેની ગમત, ગામડામાં ચાકર નોકર જોઈએ તેવા ન મળે, પણ અહીં તેની ખોટ નહતી. આ સઘળો વૈભવ દુર્ગુણી-બાઈને સુધારવાને બદલે બગાડવામાં અનુકૂળ થયો હતો. કામકાજની કડાકૂટ જતી રહી, તેથી હાથ બાંધીને બે-સવાનું મળ્યું હતું. બાઈએ જાણ્યું કે અંગ્રેજ લોકોની સ્ત્રીઓને જેવી છૂટ આપવામાં આવેછે તેવી છૂટ આપણી સ્ત્રીઓને કેમ ન હોય? કેમકે ઈશ્વરને મન સ્ત્રીને પુરૂષ

બેઉ બરાબર છે કોઈ વત્તું ઓછું નથી, માટે સ્ત્રીને કેળવી હોય તો તે ઉત્તમ નીવડે. હાલ એ ગામડેથી આવી છે માટે રીતભાત ને બોલી ગામડીઆ છે, અને અજ્ઞાનતાને લીધે ઘણી ભૂલ્યો કરે છે, પણ રહેતે રહેતે એના જ્ઞાનને વધારવાના ઉપાય કરીશું તો તે સુધરશે, અને વધારે છૂટ આપીશું તો રાજીરાજી પણ થશે, તેથી તેને સુધારવાના ઘણા ઘણા ઉપાય કરવા માંડ્યા પણ સઘળા મિથ્યા ગયા. બાઈ તો બગીઓમાં બેશીને આમથી તેમ ને તેમથી આમ ફરે ને ભાઇને લગાર પણ ગાંઠે નહિ, કેમકે પ્રથમથીજ તેણે ભાઇની હિમ્મત જોઇ લીધી હતી. તે એવી રીત કે, એક વખત બારીષ્ટર સાહેબ સ્નાન કરવા બેઠા હતા. તે વખત ચાકર હાજર નહોતો, અને ઉના પાણીમાં સમાવણ નાંખવાનું જોઇતું હતું, માટે સ્ત્રીને કહ્યું કે લાવ; ત્યારે તે બોલી કે ચાકરને બોલાવો અથવા તમારે હાથે લ્યો હુંતો આપનાર નથી, તેથી સહજ ભાઇને ક્રોધ ચઢ્યો, અને વધારે ગુસ્સે થઇને કહ્યું કે જલદી લાવ પણ તે તેના બોલવાને ગણકારે એવી નહતી, તેથી ભાઇ ગુસ્સામાં ને ગુસ્સામાં ખાધાપીધા વિના ઓફીસમાં ગયા, ને સાંજે આવ્યા તે વખતે પણ બાઈનો જુસ્સો નરમ પડ્યો નહતો, તેથી ભાઇનું નામ સરખુંએ ન લે, ત્યારે પસ્તાઈને સ્ત્રીને જમવા વાસ્તે બોલાવવી પડી; કેમકે પશ્ચિમ તરફની કેળવણીથી તેમના વિચારમાં પૂર્વ તરફના ઘરડાવરડાના વિચાર અણઘડ અને ખોટા છે, એવું પક્કું ઠસ્યું હતું. સ્ત્રી પોતાની અર્ધાંગના તેથી તેને સુખ આપવું, અને પૂર્ણ છૂટ આપવી એવું તેમણે નક્કિ કર્યું

હતું, પણ જેમ જેમ સ્ત્રીને છૂટ આપતા જાય તેમ તેમ તેને વધારે કુટેવ પડતી જાય, અને કુકર્મ કરવાની મતિ સૂઝે. આવી અઘટીત છૂટ આપવાથી બાઈડી મરજીમાં આવે તેવાં લૂગડાં ઘરેણાં ધણીની બીન રજાએ પહેરે ઓઢે, અને ચાહે તેમ વર્ત્તે એટલુંજ નહિ, પણ નવું લૂગડું લેવું હોય તથા નવું ઘરેણું કરાવવું હોય તેની વાત સરખીએ ધણીને કાંને નાંખે નહિ, એવી રીતે તે પતિને ત્રણવત ગણે. ભાઇ તો વિદ્વાનોની સભાઓમાં કલાકનાં કલાક સુધી વ્યાખ્યાન આપી વકતામાં એક્કો કહેવરાવે, વકીલ કોર્ટમાં અને બીજી નાની અદાલતોમાં જજજો સુધાંતનાં મન રંજન કરે, સારા સારા વિદ્વાન માણસો પણ તેનું વચન ઉથાપે નહિ, ધર્માચાર્ય અને ધર્માધ્યક્ષો પણ એની ધર્મ સંબંધી તકરારને રદ કરી શકવાને અસમર્થ તથા જેના બોલની ઘણી કિંમત થાય તેઓ ઘરમાં આવી મુર્ખીના ટુંકારા ખાય. અને બીહીતા બીહીતા દિવસ નિર્ગમે કે રખે બીજા કોઇ જાણશે તો ફજેતી થશે, તેથી મન મારીને બેસવું પડે. ઉનાળાની કે શિઆળાની શરૂઆતની રજામાં અથવા કાર્ય પરત્વે પોતાના ગામમાં તો બાઇને લઇને ભાઇથી જવાયજ નહિ, અને એકલાને તો બાઈડી જવા ન દે, એવા બંધન થઇ ગએલા; માથેરાન, મહાબળેશ્વર અને નીલગીરિ આદિ ઠંડી ટેકરીઓપર હવા ખાવા વાસ્તે પણ બાઇડી કહે ત્યારેજ જવાય. બાઇ તો ભાતભાતની રસોઇ કરાવી જમે અને રાજાની રાણી કરતાં વધારે શોખ ભોગવે, અને ભાઇ તો સખત મહેનતમાં સવારથી તે રાતના બાર વાગતા સુધી કામમાં રોકાય, તેથી ઘરની ત-

જવીજ કરવાનું. તો તેનાથી બનેજ શી રીતે? નોકર ચાકર સર્વે જાણી ગયા કે ઘરમાં તો બાઈ સાહેબનુંજ ચલણ છે, તેથી ભાઈસાહેબને દુર્ગુણીબાઈના વધતા જતા દુર્ગુણ કોઈ કહી શકે નહિ. તેમાં વળી નોકરોનું ઠેકાણું નહિ અને તે વલોણે વારે બદલાય, કેમકે બાઈના મોં આગળ ઘરમાં કોઈ ટકી શકે નહિ. કેટલીકવારતો ભાઈને બિચારાને નોકરચાકર વગર રહેવું પડે, અને જ્યારે બાઈને હાથ રસોઈ કરવાની આવે ત્યારે ભાઈથી વખત સર પોતાની ઑફિસમાં પણ ન જવાય, અને કેટલીકવારતો ભાઈસાહેબની સાથે બાઈસાહેબ ટપાટપી કરે. તે એટલી બધી વધી જાય કે ભાઈસાહેબને આખા દિવસની એકાદશી પણ કરવી પડે, કોઈ કોઇ વાર તો ઑફિસમાં ભુખ્યા ને તરસ્યા જાય, ત્યારે શરીર સારૂં નથી, અમુક રોગ થયો છે, વગેરે કહી જેમ તેમ કરી નિભાવે, પણ આવું નીત્યનું લાગ્યું તેથી ભૂખે મરવું ક્યાં સુધી નીભે? તેથી ભાઈએ ઑફિસમાંજ ચા પીવાની, માખણ સાથે ઓસડ ખાવાની તથા બ્રેકફાસ્ટ (ટીમણ) ની ટેવ રાખી. એવું કેટલાક દિવસ ચાલ્યાથી ભાઈ બાઈની અને બાઈભાઈની વાત પણ જાણે નહિ. જ્યારે ભાઈ ઘેર આવે ત્યારે કહે "લોંડી નવાબ તો કે નવાબ" એમ ડર્યા વગર તો ચાલેજ નહિ.

દુર્ગુણીબાઈના પડોશમાં એક દયાળદાસ તડાકીદાસ નામના વ્યાખ્યાન કરનારની સ્ત્રી રહેતી હતી. તેની સાથે દુર્ગુણીબાઈને દોસ્તી થઈ, તેમ ભાઇસાહેબ સાથે દયાળદાસને દોસ્તી થઈ. તે દયાળદાસની સ્ત્રીની સોબતથી બારીસ્ટર સાહેબની વહુમાં ઘણાંજ દુર્ગુણ પેઠા, કેમકે પેલી સ્ત્રી સર્વે ઉપમા

યોગ્ય એટલે અવગુણનો ભંડાર હતી. એ દોસ્તીના કારણથી તે બંને ખરાબ ગુણમાં વધવા લાગ્યાં. ભોગજોગે એક દિવસ પેલા દયાળદાસની વહુ સાથે બાઈ સાહેબને વાંકુ પડ્યું તેથી તેને મેણાંટુણાં દેવામાં બાકી રાખી નહિ, તેમ તેની સામી તેણે પણ ન કહેવાય એવી ગાળો દેવા માંડી. એ જોઈને આસપાસના જે સમજુ પુરૂષો હતા તે તો છક્કજ થઈ જઈ ક્યાંના ક્યાંય ભરાઈ ગયા, કેમકે મા બેનથી ઊભું ન રહેવાય એવાં મ:ચ્ચી ઘાંચીના જેવાં વચન નીકળતાં હતાં, સાંજે જ્યારે બારીષ્ટર 'પતિ' ઘેર આવ્યા. ત્યારે બિલાડીના જેવી આંખો કરી કુતરાની પેઠે ઘુરકીને બોલી કે બળી સાહેબી, બળ્યું તમારૂં જીવતર, કે લાંડી સરખી પેલી દયાળીઆની રાંડ મને ગાળો દેછે. મારે બાપે પરણાવી તે વખત આડો સાપ ઉતર્યો હોત તો સારૂં થાત!! લોકોના કજીઆ ચૂકવો છો અને આ દયાળીઆની રાંડને કંઈ કહો નહિ, અને ઉલટા તેના માટીપાસે જઈને ચોટો છો ને વાતો કરોછો અને વળી ઘેર પણ બોલાવોછો, માટે ખબડદાર આજથી એને આંગણે ચઢવાદેશો નહિ, ને ચઢાવશો તો કૂવે પડી તમને જીવ આપીશ, અથવા તાગુ કરીને મરીશ.

આવા અસભ્ય શબ્દો સાંભળી વર બિચારો બહુ જ કંટાળી ગયો. આવા ગુણના કજોડાંથી એક બીજાને ધીક્કાર છૂટવા લાગ્યો, તેથી વિદ્યાતત્વરામને કોઈ વખત એવો પરિતાપ થાય કે આ સ્ત્રીથી છુટાય તો સારૂં. એ બાઈની બદચાલની વાતો લોકોમાં ફેલાવા લાગી પરંતુ પોતે બારીષ્ટર ગુણી ને મોટા માણસ તેના ઘરની વાતો તેને કેમ કહેવાય? એમ ધારી તેના ઓળખીતા તથા

લાગતા વળગતા તેને કાને લાગ્યા નહી, વળી ઓળખી-તામાના ઘણાખરા જાણતા હતા કે બાઇના વગર બાઇથી એક ડગલું સરખું એ ભરાતું નથી, માટે કહીશું તો "ઉલટો ચોર કોટવાળને દંડે" એમ થશે એવું ધારી કોઇએ કંઈ કહ્યું નહિ. એવામાં બાઇને સારો દહાડો છે એવી વાત આખા મુંબઇ શહેરમાં ચાલી, અને તે વાત જ્યારે વિદ્યાતત્વરામે જાણી ત્યારે તેને બહુજ આનંદ થયો અને તેના મનમાં આવા વિચાર આવ્યા કે બાળકનો પ્રસવ થવાથી એનામાં ઠરેલપણું આવશે અથવા છોકરૂં થશે તે પાસે રાખી મન વાળીશું. બાઈએ તો એવાં એવા ઢોંગ કરવા માંડ્યા કે મારાથી કલાણું ખવાતું નથી, મને અમુક ભાવતું નથી, તેથી તેની મરજી પ્રમાણે જે લોકો પાસેથી જે જણસ મંગાવવી ન જોઇએ તેમની પાસેથી પણ તે જણસ એકના હજાર કહે તો તે પણ આપીને મંગાવવી પડી. એમ કરતાં કરતાં ગર્ભાધાન સંસ્કાર કરવા વાસ્તે દેશમાં ગયા વગર ચાલે એવું નહોતું. આ કામ સ્ત્રીનું હતું માટે તેની મરજી પ્રમાણે ચાલ્યા વગર છૂટકોજ રહ્યો નહોતો, તેથી સ્વગ્રામમાં આવી સીમંતનું મુહૂર્ત જોવરાવી સંસ્કાર કર્યો. પહેલીવારની ભારેવાઇ બાઇડીની બહુજ બરદાસ રાખવી પડે છે અને તેને ભાવતાં ભોજન સગાંવહાલા ને બેસતાં બાબસતા જમાડે છે અને ઊપરાચાપરી જેમ નાનપણમાં પરણાવેલાં છોકરાંને વારણાં દે છે તેમ દેવા લાગ્યાં. ગામમાં તો મોટામાં મોટા માણસ ગણાવા લાગ્યા, એટલુંજ નહિ પણ આખા ગૂજરાત પ્રાંતમાં તેના જેવો શ્રીમાન ને મોટો કોઇજ નહતો એમ કહીએ તો ચાલે, માટે બાઇતો

કોઇને ભાગ પણ ન આવે અને ઘણા જણનાં આમંત્રણ પાછાં જાય. સીમંતની ક્રિયા યથાવિધિ કરવાની હતી તે કર્યા પછી ભાઇને તો મુંબઈ જવાની જરૂર પડી. પેલી દુર્ગુણી વહુને મુંબઈ લેઈ જવા વાસ્તે ઘણા ઘણા ઉપાય કર્યા પણ એણે કહ્યું કે મુંબાઈનું પાણી મને માફક આવશે નહિ, માટે સુવાવડનો ખાટલો અહીંજ રહે તો ઠીક. પિયરમાં તો સગામાં એક ઘરડી મા સિવાય બીજું કોઇ રહ્યું નહતું, ને માને ને દીકરીને ઉભું રહ્યું બને એમ નહતું એવું અગાઉ બતાવવામાં આવ્યું છે, માટે સાસરે અમનગરમાંજ રહી સુવાવડ કરાવવી એવું નક્કી ઠર્યું. ઘરમાં સાસુ, નણંદ વગેરે સગાંવહાલાં ઉપર તો એટલી ખફા નજર કે કંઇ કહેવાની વાતજ નહિ, તેથી જુદું ઘર લઈ આપવાનું ધણીએ ઠરાવ્યું. ધણી બિચારો એથી કંટાળ્યો પણ હવે કરે કેમ? હવે તો ગામમાંથી પણ આબરૂ ઓછી થવાનો વખત આવ્યો. લોકોમાં હીણું દેખાશે, પછાડી લોકો વાતો કરશે, અને નાતજાતમાં અને ગામમાં એકાં ધાન્ય જેવાં થઈ પડીશું. એ સુધરાનો પેલી કંકાસણીને વિચાર સરખો એ આવે નહિ, પણ ઉલટો કંકાસ લઈ બેઠી તેથી તેનું મોં કાળું કરી જુદા રહેવાનું પોતાને હાથે નક્કી કરી આપ્યું, અને ચાકર બાકરનો બંદોબસ્ત કરી પોતે તો તેજ દિવસે મુંબઈ પલાયન કરી ગયો. ભાઇનાં માબીતર જાણતાં હતાં કે તેનું કંઇ ઘરમાં ચાલતું નથી, તેથી તેઓ એ બાબતમાં હા કે ના કહી શકયાંજ નહિ. પેલો વિદ્યાતત્વરામ માબાપને કોઇપણ પ્રકારે દુભવતોજ નહિ. ફકત આ વહુનીજ આડ હતી. વહુથી છાનુંમાનું માબાપને જે જોઇએ

તે મોકલતો હતો અને તેમના ઉપર બહુજ પ્રેમ રાખ-તો હતો, પરંતુ પેલી કંકાસણીના આગળ તેનું કંઈજ ચાલે નહિ. હવે તો આખા ગામમાં એની નીંદાની વાત ચાલી. કેટલાક કહે કે આવો ભણેલો ગણેલો છતાં બાઈડીનો બાંધણજી બની ગયો છે, કેટલાક કહે કે નબળાનું માં કાણું એ તે કરે કેમ? દલપતરામ કવિએ કહેલું છે કે "જેને વીતી હોય તે નર જાણે આણે બીજા અહંકાર" એ ખરૂં છે. એમ જેને જેવું રૂચે તેવું તે બોલે, પણ એટલું તો ખરૂં કે આથી ભાઈની જે આબરૂ અને વાહ-વાહ દેશ પરદેશ ને ગામેગામ કહેવાતી હતી તેને બદલે જ્યાં આવી વાત જાણવામાં આવી ત્યાં નીંદા થવા લાગી. આ બાબતની બારીષ્ટરને ખબર તો પડી, પણ કરે કેમ? પોતાનાં કરેલાં પોતે ભોગવવાંજ જોઈએ, એ ઇશ્વરી નિયમ કોઈથી ફર્યો નથી, ફરશે નહિ ને ફરનાર નથી.

આ દુર્ગુણીબાઈએ તો ગામમાં ફજેતીના ફાળકા વધારે વધારે કરવા માંડ્યા. એણે ઢોંગ કરી સીમંત છે એવું જુઠું બોલી વરાવાજનનું ખર્ચ કરાવ્યું હતું, તે સઘળી વાત તેની એક વિશ્વાસુ નોકર નાગલી નામે હતી તેજ ફક્ત જાણતી હતી. તેણે તે વાત પોતાની માનેજ કહી હતી તે સઘળી વાત ગામમાં ઘેર ઘેર અને શેરીએ શેરીએ ફેલાઈ અને થવા લાગી. કહ્યું છે કે શ્લોક.

षट्कर्णो भिद्यते मंत्र, चतुष्कर्णोनाभिद्यते;
तस्मात्सर्वप्रयत्नेन, षट्कर्णंवर्जएतसुधीः ॥१॥

અર્થ-છાની વાત હોય તે (જેની વાત હોય તે, સાંભળે તે, અને બીજાને કહે તે એમ) ત્રણ જણની પાસે

થવાથી પ્રસિદ્ધ થાય છે, પણ ચાર કાનની વાત પ્રસિદ્ધ થતી નથી, માટે પંડિતોએ છાની વાત છ કાને ન જાય એવું કરવું જોઇએ. હવે તો ગામમાં એના ઢોંગની એક કહેવતજ થઇ પડી હતી. આટલાથીજ તે બાઇ સંતોષ પામીને બેશી રહી નહિ, પણ તેને તો કોઇનો છોકરો વેચાતો જોઇતો હતો, માટે તે વાત પોતાની ખરી ભરૂસાવાળી નાગલી નામે ચાકરડીને કહી ને તે છોકરાની તજવીજ કરવા માંડી, તે વાત પણ આખા ગામમાં ફાટી નીકળી. એ પ્રમાણે તેના સઘળા ઢોંગ સર્વત્ર જાહેરાતમાં આવ્યા; અને સરકારી નોકર અને ગામના કામદાર સર્વ નાનાથી તે મોટા સુધી કોઇનું તે અજાણ્યું રહ્યું નહિ, તોપણ એ દુર્ગુણીને તો તે વાત અતી ગુહ્ય છે એમ નક્કી હતું. જાતે દુર્ગુણી, દુરાચારી, અને સર્વ અવિદ્યાથી ભરપૂર તેથી કુછંદથી ચાલવાનું તેણે બાકી રાખ્યું નહિ. ધણી પાસેથી ઉઘાડે છોગે પૈસા મંગાવી તે પૈસાનો ચાહે તેમ લખલૂટ ખર્ચ કરે. પેલા બારીસ્ટર સાહેબને ત્યાં પણ પૈસાનું ઠેકાણું મળે નહિ. લોકમાં કહેવાતું હતું કે ડોગલાંની ઉતરેડોમાં પૈસા ભરેલા છે માટે પૈસાનો હિસાબજ નહતો, તોપણ તે ઉડાઉ નહતો, અને અર્થશાસ્ત્ર ભણેલો હતો, માટે પાઇ સરખીએ નકામી જવા દેતો નહિ, અને દ્રવ્યોપાર્જીત કરવામાં કુશળ તેથી રાત્રી દિવસ મહેનત કરી અને સ્ત્રી સંબંધીનું ઘરમાં સુખ જોઇએ તે દુઃખરૂપ હોવાછતાં લોક લાજથી બીહીને પૈસા મોકલે તે પૈસા પેલી કુભાર્યા મોજશોખમાં કાંકરા જેવા ગણી વાપરે અને હલકા બેડોળ અને નાદાનમાં નાદાન માણસની સાથે પ્રીતિનો ઉપભોગ કરી મહોટા પાપના

ખાંડામાં પડે. પેલી નાગલીએ છોકરાની શોધ કરી તો એક કોળીનું છોકરૂં હાથ લાગ્યું. તેને લાવવાની પંચાયત કરેછે એટલામાં એ વાત સર્વ ઠેકાણે પ્રસિદ્ધ થઇ, માટે ગામના પોલીસ પટેલે બાઇની જુબાની લેવાનું નક્કી કર્યું, ને કહાવી મોકલ્યું કે તમે નાના બાળકને વેચાતી લેઓ છો એમ સંભળાય છે તે કાયદા પ્રમાણે ગુનોહ છે; તેથી અમારે તજવીજ કરવાની જરૂર પડશે. એવું થયાથી બાઇને તો ઘણી ગભરામણ થઇ, પછી તેજ દિવસે ધણી પાસેથી વધારે પૈસા મંગાવ્યા, અને પૈસા આપી છોકરો રાખવાની વાત માંડી વાળવી પડી. પેલા પોલીસ પટેલને તજવીજ કરવાની જરૂર ન રહી, તેથી તેને બિચારાને વધારે નીરાંત વળી, અને મનમાં કહેવા લાગ્યો કે એ લફરાથી પરવાર્યો, એ પરમેશ્વરે મારા ઉપર મોટી મહેરબાની કરી, કેમકે જો તજવીજ કરત તો મોટા બાગીદરની બેરીનું કામ, તેથી તેની આબરૂપર હાથ નાંખ્યો કહેવાતજ અને ખરાબખસ્ત થઇ જવાત, માટે જે થયું તે ઠીકજ થયું અને પ્રભુએ મહેર કરી માટે તેની પ્રાર્થના કરી.

પેલી દુર્ગુણીને લોકોમાં બધી વાત જાહેર થયાથી મહા મોટો ક્ષોભ થયો, અને લોકોમાં મોં બતાવાય નહિ, તેથી ઘરેણાં ગાંઠાં સર્વ લઇને એક વહાલીઓ કોળી જેની સાથે મૂળથીજ આડો વ્યવહાર હતો, તેની સાથે રાતની રાતમાં નાશી ગઇ, અને "નાસ્તિ નષ્ટે વિચારઃ" એ કહેવત પ્રમાણે ધણી, સાસુ, સસરા, અને સગાંવહાલાંની આબરૂના કાંકરા કર્યા. કહ્યું છે કે પ્રાણ ને પ્રકૃતિ મરતાં સુધી રહે. તે પ્રમાણે

તેની ખરાબ દાનત તે આખર સુધીજ રહી. આવા હેવાનીઅત ખવ સથી એ અને વહાલીઓ ચાકર સો દોઢસો ગાઉ નીકળી ગયાં, કેમ કે ચોરી કરીને આવેલાં તેથી પકડાઈશું તો શી વલે થશે એવો ભય હતો, તેથી નાસવાજ માંડયું. નાસતાં નાસતાં એક દિવસ રેવાકાંઠા ને ખાનદેશની હદમાં ચાલ્યાં જાય છે, એટલામાં સામેથી ૧૦-૧૫ વગડાઉ ભીલ આવ્યા. તેમણે લુટવાના મનસુબાથી પોતાની ડાંગોવતી વહાલીઆને અને એ બાઈને મારી મારીને અર્ધમુવાં કર્યાં ને સરવસ્વ લઈ લીધું, ફકત એબ ઢાંકવાને વાસ્તે દરેક જણ પાસે એકજ વસ્ત્ર રહેવા દીધું. કહ્યું છે કે "વાવે તેવું લણે ને કરે તેવું ભોગવે" તે પ્રમાણે તેની અવ્યવસ્થીત સ્થીતિ થઈ. પછી દુઃખે પાપે પાસેના એક ગામમાં જઈ લુટાયાનાં સર્વ વર્તમાન કહ્યાં. એટલે તે ગામના દાનેશ્રી લોકોએ મળી ઉઘરાણાની એક ટીપ કરી તેમને જાડાં પાતળાં લૂગડાં અપાવ્યાં, અને ખાવાને અન્ન આપ્યું; પછી કંઈ રોકડ આપી લોકો તેમને વિદાય કરતા હતા, તેવામાં તે ગામનો એક સમજુ અને લક્ષ પૂર્વક અવલોકન કરનાર તર્કશંકરને તે બાઈ તથા વહાલીઆના સ્વરૂપની પરીક્ષા કરતાં કંઈક અવનવું લાગ્યું, અને તેણે લોકોને કહ્યું કે આમ કેમ હશે ? આ બાઈ ઘણી રૂપાળી છે માટે સારા ઘરની હશે, અને આ પુરૂષ તો ચાકર જેવો દેખાય છે, માટે વખાનાં માર્યાં આવ્યાં હશે; તેથી એમને પૂછીએ તો ઠીક. પછી તેણે પૂછ્યું કે બાઈ આ તમારી સાથે કોણ છે ? ત્યારે તેણે કહ્યું કે મારો સ્વામી છે, તેથી તેની બોલી ઉપરથી તર્કશંકર તથા લોકોને ઘણું આશ્ચર્ય લાગ્યું કે

આતો દેખાતો અને બોલીમાં કોળી છે, અને આ બાઈતો બોલવે ચાલવે અને દેખાવમાં કોઈ મોટા ઘરનું માણસ જણાય છે, માટે આમાં કાંઈક કાવતરૂં થયું છે, તેથી ફરી ફરીને પૂછયું, કે તમારી બોલી અને રીતભાત તમે જેને સ્વામી કહોછો તેની રીતભાત અને બોલી સાથે મળતી નથી આવતી માટે સાચે સાચું કહો. ત્યારે તેણે કહ્યું કે હું ઉંચી જાતની બ્રાહ્મણ છું એ વાત ખરી પણ મારો સ્વામી મરી ગયાથી આ વહાલીઆ જોડે નાતરે આવી છું, કેમકે વૈધવ્યનું દુઃખ મારાથી સહન થઈ શકે એવું નહતું. આવું બોલી એટલે તો સઘળાને ઘણો વહેમ આવ્યો અને લાગ્યું કે આમાં કંઈક કાવતરૂં અને છુપો ભેદ છે, તેથી લોકોએ જાણ્યું કે બાઈના કરતાં ચાકર જેવા આ કોળીને દમ બીડાવીશું તો ખરી હકીકત તરી આવશે. એવા વિચારથી તે ગામમાં એક સરકારી રક્ષક રહેતો હતો તેને ગામના આગેવાન લોકોએ વાત કહી. તેણે પોલીસના એક બાજીભાઈ જમાદારને તજવીજ કરવા મોકલ્યો. તે બાજીભાઈએ બાઈ તથા ચાકરને દમ બીડાવવામાં બાકી રાખી નહિ. પેલો વહાલીઓ ચાકર જે બાઈને લઈને નાશી આવ્યો હતો તે ઝાડે ફરવાનું નામ દઈને અંધારી રાતે નાઠો તે રાતમાં ને રાતમાં ઘણે દૂર સટકી ગયો તેની કોઈને ખર કે ખબર પડી નહિ. એવી રીતે તે દુર્ગુણીબાઈ નીરાધાર રહી, પણ જન્મથીજ કુછંદ પડેલો તે કેમ જાય ? અધુરામાં પુરૂં બાજીભાઈ જમાદાર પણ તેવાજ માળ્યા તેથી તેમણે તજવીજ કરવાની મૂકી દીધી; એટલે દુર્ગુણીબાઈએ તો બાજીભાઈ જમાદારની સાથેજ ઘર માંડયું, કેમકે પહેલો ધણી જે બારીસ્ટર તે-

ની પાસે તો જવાયજ નહિ, તથા નાત જાતમાં કાળું મોં કરી નીકળેલાં તે બતાવી શકાય નહિ. જે ચાકર સાથે નીકળી ગઇ હતી તે તો નાશી ગયો, તેથી નીરાધાર એટલે જમાદારને ત્યાંજ રહેવું પડયું, અને જમાદાર પણ "બાઇને કોઈ લેનાર નહિ અને બાઇને કોઈ દેનાર નહિ" તેથી "લપશી પડયા તો નમસ્કાર થયા" એમ જાણી જમાદારે તેને ઉઘાડે છોગે ઘરમાં રાખી અને તજવીજનું કામ માંડી વાળ્યું.

હવે તો દુર્ગુણીને માથે મોટું સંકટ આવી પડયું; કેમકે જે શેઠાણી થઈ સાંગામાંથી ઉપર બેશી નોકરને હુકમ કરતી, ધણીને ધમકાવતી, અને પાણી માગે તો ધણી દુધ આપે; નોકર ચાકર હાજર ને હાજર રહે તેને મજુરની પેઠે મજુરી કર્યા છતાં જો કંઇ ઘર કામમાં ચૂક પડી તો વાસાપર ચાબકાના માર પડે. તે વખત તેને પૂર્વ કર્મનો બહુજ પસ્તાવો થવા લાગ્યો, પણ હવે કરે કેમ. દુઃખેપાપે દહાડા કાઢયા વગર છૂટકો નહતો. અધુરામાં પુરૂં બાજીબાઇની સાથે રહ્યાને પુરૂં એક વર્ષ પણ થયું નથી, એટલામાં બાજીભાઇ ઉપર લાંચ લઈ ગુન્હો છુપાવવાનું મ્હોટું તહોમત આવ્યું. તેનું કામ ચાલ્યું તે વખત ઘરની જડતી લીધી તો તેમાંથી લોકોની લાંચ લીધેલી તે, તથા ચોરીની બીજી જણસો પણ નીકળી. અધુરામાં પુરૂં પારકી બૈરીને ફોસલાવીને ઘરમાં રાખવાની પણ તેના ઉપર ફર્યાદ થઇ હતી. એવા મ્હોટા કામનો નિકાલ થવાને તે કામ એક પરેથી માજીસ્ટ્રેટ પાસે મોકલાવ્યું હતું. માજીસ્ટ્રેટને ત્યાં તેને ખડો કર્યો, અને જામીન માગ્યો પણ ઘરમાંની સઘળી વસ્તુઓ તો પારકી તથા તેનો કોઇ જામીન

થયો નહિ, માટે કાચી કેદમાં જમાદારને જવું પડ્યું. પેલી દુર્ગુણીને તો હતું શું ને ગયું શું ? માજીસ્ટ્રેટને ત્યાં કામ ચાલતાં દુર્ગુણીબાઈને સમન કરી બોલાવી તથી તેને કચેરીમાં ખડું રહેવું પડયું. તેને જોવાથી સાહેબના મનમાં પણ ઠરી ગયું કે આ બાઈ કોઈ મોટા ઘરની હોય એમ જણાય છે, માટે જમાદાર ફોસલાવીને લાવ્યો હશે ખરો તેથી તે બાઇની જુબાની લેવાય તો આવેલા શકનું નિવારણ થાય. ફરીઆદીએ પોતાની જુબાનીમાં આ વાત લખાવી છે, તેથી તેની જુબાનીને પણ ટેકો મળે એમ છે, માટે સાક્ષી લેવાની જરૂર છે. એ કારણથી તેની જુબાની નીચે પ્રમાણે લીધી.

મારૂં નામ દુર્ગુણીબાઈ બાપનું નામ તીડા જોશી જાતે બ્રાહ્મણ પણ હાલ રજપૂત ધર્મે હિંદુ ધણીનું નામ બાજીભાઇ જમાદાર ઉમર વર્ષ ૨૪ ની ધંધો મજુરીનો રહેવાશી વિશ્રામસ્થળ જીલ્લે નાગપુરની તે નાગપુર વિભાગના પહેલા વર્ગના માજીસ્ટ્રેટની રૂબરૂ પ્રતિજ્ઞા ઉપર લખાવું છું કે મારા ધણી બાજીભાઈ જમાદારને ત્યાં આશરે ૧૧ માસથી આવીછું. તે પહેલાં મારા ધણી વહાલીઆની સાથે આશરે પાંચ છ વરસ રહી હતી. મારો ધણી બાજીભાઇ જે જે સામાન લાવ્યો છે તે કયાંથી લાવ્યો છે તથા કેમ લાવ્યો છે તે મને ખબર નથી. ઉલટ પાલટ પ્રશ્નના જવાબમાં હું નાતે કોળી હતી, પણ હાલ રજપૂતને ત્યાં પરણીને આવી તેથી રજપૂતાણી થઇ. કોળીને ત્યાં કોલણ કહેતા. મારો ધણી વહાલીઓ નાશી ગયો તેથી બાજીભાઇ સાથે ઘર માંડીને રહી પરણેતર બાજીભાઇ તથા વહાલીઆ સાથે થયું નથી. પ્રથમ હું કેની

સાથે પરણી હતી તે કહેવાની નથી. વહાલીઆ કોળી ને હું અમનગરથી નીકળી આવ્યાં તે રસ્તામાં લુટાયાં, ચોરે માર્યાં તેથી પાસેના ગામમાં ગયાં. તેનું નામ વિશ્રામસ્થળ હતું. ત્યાંના લોકોએ ઉપરાણું કરી અમને લૂગડાં અપાવ્યાં તથા ખવરાવ્યું પીવરાવ્યું. વહાલીઆને દમ દીધાથી તે નાશી ગયો, અને મને ફોસલાવીને બાજીભાઈ જમાદારે રાખી. ફરી તપાસણીમાં લખાવું છું કે બાજી જમાદારની સાથે મારી ખુશીથી ગઈ હતી. મારે આધાર રહ્યો નહિ તેથી તેની જોડે બૈરી પ્રમાણે વર્તી હતી. કોર્ટના પૂછવાથી લખાવું છું કે હું પ્રથમ વિદ્યાતત્વરામ બારીસ્ટર સાથે પરણી હતી, પણ સીમંત છે એવો ખોટો ઢોંગ કરી મેં ખર્ચ કરાવેલું તેથી લોકોમાં મારી આબરૂ ઓછી થઈ તથા વહાલીઆ જોડે મૂળથી આડો વ્યવહાર તેથી નાશી અહીં આવેલાં એ સિવાય બીજું કહેવાનું નથી. આ અને બીજી જુબાની ઉપરથી બાજીભાઈ જમાદારને સેશન કમીટ કર્યા ત્યાં એણે કબુલત આપ્યાથી ૧૦ વર્ષ સુધી દેશનીકાલની શિક્ષા થઈ. વિદ્યાતત્વરામનું નામ આપ્યાથી બાઈને વાસ્તે સાહેબને ઘણું લાગ્યું કેમકે તે વિદ્યાતત્વરામના પરમપ્રિય મિત્ર વિલીઅમ હંટર સાહેબનો નાનો ભાઈ હતો. તેણે વિચાર કર્યો કે આવી નઠારી ચાલની બાઈને પાછી મોકલવી તે યોગ્ય નહિ માટે તેણે તેને ત્યાંથી પાંચ રૂપિયા પદરના આપી શિખામણ સાથે વિદાય કરી. તેના ઉપર કામ ચાલ્યાથી કોઈ તેને બોલાવે નહિ, અને આખા ખાનદેશ અને નાગપુર જીલ્લામાં ફટફટ થઈ તેથી કોઈ તેની સામું પણ જુએ નહિ; માટે હૈદ્રાબાદમાં આવી ગણિકાને ઘેર રહી. તેને ત્યાં મહારોગ થયાથી કહાડી મૂકી, તોપણ તેને રખડતાં કરતાં એ રોગ બીલકુલ

મટ્યો નહિ, ને ગરમીનો મોટો વિકાર ઉત્પન્ન થયો તેથી રોગપૂરના એક દવાખાનામાં ઇંડોર પેશન્ટ (સ્થાનિક દરદી) તરીકે ત્યાંજ રહીને દવા ખાવા લાગી પણ કંઇજ ટેકી લાગી નહિ. એક વખત દવાખાનામાં ઓસડ લે છે. તે વખત એક ત્યાગી દિક્ષાવાળો ઓસડ લેવા આવ્યો. તે જાતનો નીચ અને અધમ છે એવું દવાખાનાનો દાકતર બાઉ જે ઓસડ આપતો હતો તેમને તેના મિત્રે કહ્યું, તેથી દાકતરે તેને પૂછ્યું કે તમે શાથી કહોછો? ત્યારે તેણે કહ્યું કે હું માડલેશ્વરમાં નોકર હતો, ત્યારે એક દિવસ માંદો હોવાથી ઘેર રહ્યો હતો તે વખત મહારા પડોશમાં એક કાકાપૂરી બ્રહ્મણ વર્ણસંકર પ્રાણશર્મા કરીને રહેતો હતો, તેને ત્યાં આજ સન્યાસી બપો. ભિક્ષા માગવા આવ્યો હતો, અને બોલ્યો હતો કે "ભવતૂભિક્ષાભ દેહી" ત્યારે તે કાકાપૂરી બ્રાહ્મણે કહ્યું કે મહારાજ અંઘોળ મૂકી જાઓ, અને બરાબર દસને ટકોરે આવી હાજર થશો તો મોટી મહેરબાની. તે વખતે મારા મનમાં તરેહ તરેહ વાર વિચાર આવવા લાગ્યા કેમકે તે બ્રાહ્મણની રહેણી કરણી હું પાસે રહેતો હતો તેથી જાણતો હતો, માટેજ મને કાળજામાં લાગવા માંડ્યું કે બિચારા સન્યાસીની શી વલે થશે? એનું કરવું કેમ તેની મને સુઝ પડે નહિ. એનું કારણ એ કે મારૂં મન નાનપણથીજ જુના વિચારથીજ ગુદ થઇ ગએલું હતું તેથી આ સન્યાસી વટલશે અને મોટો ગજબ થશે, તેનું મહાપાતક હું જાણુંછું તેથી મારે માથે ચોંટી બેશસે તે કોઇપણ પ્રકારે ઉખડશે નહિ. એવા વિચારથી મને કંઇપણ ચેન પડે નહિ. મનમાં વિચરના ક્રમ એવા આવે કે જો સન્યાસી મળે તો

તેને સઘળી હકીગત કહી જમતા આવ્યું. તે માટે તેમના આવવાની રાહ જોઇને બેશી રહ્યો હતો, પણ મ જુલાબ લીધેલો તેનો રેચ લાગવાથી હું પાયખાનામાં ગયો. તે દરમ્યાન સન્યાસી આવી એકદમ ઘરના ઓરડામાં ગયા, તેથી તેમને વાકેફ કર ાનો ઉપાય મારા હાથમાં રહ્યો નહિ, માટે હવે તો કેમ બને છે તે જોવાની ઇન્તેજારી થયાથી મનમાં ચટપટી થઇ માટે તેમના ઘરમાં શી વાત થાય છે તે સાંભળવાને હું મારા પાછલા બારણા આગળ બેઠો. કેમકે પાછલા બારણાના થડમાંજ તેમનું રસોડું હતું. ત્યાં આગળ સાસુજી ને વહુ બેઠાં હતાં અને એક બીજા ને કહેતાં હતાં કે સાસુ તમે રસોઇ કરો ત્યારે તે કહે કે વહુ તમે કરો એમ રકઝક ચાલતી હતી, સાસુ ઘાંચીની છોકરી ને વહુ માચીની છોકરી હતી પણ અરસ પરસની ઉત્પત્તિની એક બીજાને ખબર નહતી, માટેજ સાસુના મનમાં આવેલું કે હું બિચારા સન્યાસીને શા માટે વટાળું. તેમ વહુને પણ તેમજ લાગ્યું, તેથી તે રકઝકમાં બાર તો વાગી ગયા માટે સન્યાસીના પેટમાં બલાડાં બોલવા લાગ્યાં, તેથી બોલી ઉઠયો કે હે બાઇ તમારી બેની વચ્ચે રકઝક શા વાસ્તે થાયછે તે કહેશો તોજ તેનો તોડ જલદીનીકળશે. પછી સાસુએ કાનમાં પેશી પોતે ઘાંચીની છોકરી છે એમ કહ્યું ત્યારે વહુએ પણ કાનમાં કહ્યું કે હું માચીની છોકરીછું. સન્યાશીએ પણ નીચે પ્રમાણે કહ્યું કે હું ગોધરાનો ગરો છું, એટલે લગાર પણ હરકત નથી એમ જણાવ્યું.

"સાસુ ઘાંચણ ને વહુ માચણ, શ્રીપાતજી ગોધરાના ગરો; સવારનાં ભુખ્યાં ને બરાબર બાર વાગ્યા, માટે રસોઇની તૈયારી કરો."

આવી રીત લોક પાખંડને પૂજે છે અને પાખંડથી પૂજાય છે, તેથી પેલી દરદી દુર્ગુણીબાઇએ મનમાં વિચાર કર્યો કે મારા જેવાંએ નીકળી આવે છે ખરાં. પેલી દુ-ગુણીને ન મટ્યું તેથી થોડે દિવસે એક નિરાશ્રિતાલયમાં આવીને રહી તે છેક અવસ્થા જરજરી ભુત થઈ ત્ય સુધી પિડા પામતી અને રિબાતી રહી. કોઇનો પણ આશ્રય રહ્યો નહિ, ત્યારેજ પૂરેપૂરે પસ્તાવાનો વખત આવ્યો. એ આશ્રમમાં ફક્ત રહેવાનુંજ હતું, તેથી ખાવાપીવાનું બીજાં સખીદીલનાં નરનારી જેને શ્રદ્ધા પહોંચે તે આપતાં હતાં, માટે કોઈવખતે ખાવાને અનાજ પણ મળે નહિં કદાપિ અનાજ મળે તો રાંધવાની સત્તા નહિ; તેમાં શરીરમાં જબરો અસહ્ય રોગ, ચાલ સારી નહિ, તેથી લોક હાડ હાડ કરે તથા કેટલીવાર તો તેને કડાકાજ કરવા પડે. એવી રીતે તેની કરણીનાં ફળ તેને ભોગવવાં પડ્યાં. આવા વખતે પોતાની સરસ્વતીબાઇ જેવી ભાભી તથા આસ્તાબાઇ જેવી માતા સાંભરી આવી પોકેપોક મૂકીને રોવા માંડે, ત્યારે કોઇના હૃદયમાં પ્રભુ વસેને કડકો રોટલાનાંખે, તથા તેની ભગવતને લેખે સંભાળ લે. નીરાશ્રિતાલયમાં બીજાં રહેનારને તેનો રોગ પ્રસરે નહિ માટે રહેવાની મનાઈ થયાથી જેમ કૂતરાં અસ્વચ્છ જગામાં રહે તેમ એક ખુણામાં પડી રહે. તેની દયા બાઇ ભાઇને આવે પણ ખોટી ચાલની નામના થએલી તેથી તેના ઉપર દયા કરતાં ધીક્કાર વધારે છૂટે, તેથી તેનું મોં સરખુંએ જોવાનું મન થાય નહિ, માટે કોઇ તેની પાસે આવે નહિ. જેમ કૂતરાં બિલાડાં પરાણે પેટ ભરેછે તેમ તેના પેટની અવ-સ્થા થાય. આવા રોગમાં તેને વિસ્ફોટકનો મોટો આજાર

થયો અને શરીર પાકી તેમાં જીવડા પડવા માંડ્યા, તેથી તે વખત તેને પોતાનું ગામ સાંભર્યું, પણ સાત પેઢીનું નામ બોળીને આવેલી તેથી ત્યાંહાં તો જવાયજ નહિ, માટે પરદેશમાંજ રહેવું પડયું અને દવા દારૂ કંઈ પણ થાય નહિ, તેથી રાત દિવસ કૂતરાની પેઠે બરકા પાડે. અન્તે ખોડાં ઢોરની માફક દુઃખ સહન કરવું પડે. જીવ પડયાની વેદના એટલી બધી થઈ કે તેને રાત દિવસ કંઈપણ ચેન પડે નહિ. કણજીયું વિગરે દેશી દવાઓ જેને દયા આવે તે વખતે ચોપડીને માથાબોળ નહિને ઘેર જાય. એમ તેની ભુંડી હાલત થઈ તે વખત નીચેનો દોહરો બોલીઃ—

દોહરો.

સ્વામીની સેવા તજી, કરે જે કુડાં કામ;
અસહ્ય દુઃખને અનુભવી, પીડા પામે આમ.

એવું કહ્યા પછી તેની કાયામાંનો જીવ ગયો. ને તેનું મડદું પડી રહ્યું ત્યારે હાકેમને માલમ પડયું એટલે તેની લાસને અવલમજલે પહોંચાડવાને હિંદુ ગૃહસ્થોને પૈસા આપન્વાના કર્યા પણ તે કોઈ આવ્યાજ નહિ; તેથી ઉપાડનાર કોઈપણ મળ્યું નહિ, તેમ બીજી વરણના લોકોએ પણ એ બાઈની લાસ અમારાથી ઉપાડાય નહિ, એમ કહી તેના નામ ઉપર મુવા પછી પણ ફીટકાર આપ્યો. ભંગીઆ જેમ મૂવેલાં કૂતરાં તાણેછે તેમ તેની લાસને તાણી ગયા, ને બાળવાને બદલે તેને દાટી. એ રીતે દુર્ગુણીબાઈની સંસાર મુસાફરી મહા દુઃખેપાપે સંપૂર્ણ થઈ.

આ ઉપરથી હાલની જુવાન સ્ત્રીઓ જે મદમાં છકી જઈ પોતાની યુવાવસ્થાનું અભિમાન કરી કુર-

સ્તે વરતે છે તેમને ખરેખરો ધડો લેવાનો છે, અને મનમાં રાખવાનું એ છે કે જુવાની તે દિવાની બરોબર છે માટે તેને સાચવવી જોઇએ, કેમકે સંસારનું જીવતર "ચાર દીવસનું ચાંદરણું પછી ઘોર અંધારી રાત છે." આ સંસારના જે પવિત્ર સુખછે તેનો ઉપભોગ યથાશકિત કરવો પણ જેજે દુ:ખનું મૂળ છે તેને સુખજ માની બેસવું એના જેવું નઠારૂં, પસ્તાવાનું, ને સંતાપજનક બીજુ એક પણ નથી. આપણા હિંદુઓની રીતિ તથા રૂઢીઓ કેટલીક હાનીકારક છે અને બાઇઓની નીતિમાં બીગાડ કરનારી છે. જેવી કે કેટલીક અબળાઓ જળાશય આગળ ને બીજે ઠેકાણે બે જણ ભેગાં થાય તે વખતે લાજ મરજાદા લગાર પણ ન રાખતાં વાતોના તડાકામાં અસભ્ય અને બીભત્સ શબ્દો વાપરી બાળ ચેષ્ટા જેવું કરે છે. તેમનાં એવાં માઠાં કૃત્ય તેમની દીકરીઓ અને નાની વહુઓ જોઇને તે પણ તેવું શીખે છે, તો એવું શીખેલાં નઠારાં નીકળે તેમાં કંઇજ નવાઈ નથી. આ ઉપરથી ઉઘાડું જણાયછે કે નાનાં બાળકોને દુર્ગુણ છે તે તથા તેના અર્થ કરીને શીખવવા તેના કરતાં દુર્ગુણોથી ગેરફાયદા શીખવી પછી અર્થ શીખવાય એ વધારે સારૂ છે. સ્ત્રીઓને ધર્મ, અર્થ, મોક્ષ અને કામ એમાં અભીરૂચી થવાને યથાપ્રઠીત પ્રયત્ન કરવાની જરૂર છે. અને એવું શીક્ષણ અપાય તોજ આ દેશની ઉન્નતિ થાય કેમકે ગમે એટલું સુખ હોય, જોઇએ એટલું જ્ઞાન હોય અને સુખ સંપત્તિ વખાણવા જેવી હોય પણ જે બીજાને હિતકારી કર્મ ન કરે તેનું જીવતર ભૂમિને ભાર મારવા જેવું છે. તે નીચેના છંદ ઉપરથી સમજાશે.

### વસંત તિલકા છંદ.

છે ખાન પાન વળી પે'રણ વસ્ત્ર પૂરાં,
રેવા. હવેલી ફરવા વળી ગાડી ઘોડાં;
માતા પિતા ભગિની માતુલ મીત્ર સારા,
પુત્રો સુશીલ સતી સદ્‌ગુણી પુત્રી ભાર્યા. ૧
વિદ્યા વિવેક સુખ સંપતિ કારભારી,
ચારે દિશે પ્રસિદ્ધ પૂરણ નામધારી,
લક્ષ્મી અખૂટ લખલૂટ કમાણી સારી,
વાણી સુશીલ પ્રિયવાદની પ્રાણ પ્યારી. ૨
કીર્તિ અથાગ કવિરાજ કરે વધારે,
જ્ઞાતા ગણાય મહા મૂલ્નાગણ વિચારે.
(પણ) દીઠા નહિ જગતમાં જન હિતકારી,
એવા જને જનમિને મહિ ભાર મારી. ૩

---

## પ્રકરણ ચોથું.

### વહાલીઆ તથા બાજીભાઇ જમાદારની આખરની અવસ્થા.

વહાલીઓ કોળી તથા બાજીભાઇનું કેટલુંક વૃત્તાંત દુર્ગુણીબાઇના સંબંધમાં આવી ગયું છે, પણ તેમની આખર અવસ્થાનું પરિણામ જાણવા જેવું ધારી નાના છોકરાને પણ બોધ મળે એમ મની પ્રગટ કરવામાં આવે છે.

એ વહાલીઓ કોળી રાતની રાતમાં નાઠો તે ૨૦ ગાઉ દૂર નાગપૂર જીલ્લાનું વિલાસપુર નામનું ગામ આવ્યું ત્યાં આવ્યો તે વખત બહુજ થાકી ગએલો ને ભુખ્યો તરસ્યો તેથી એક ડગલું પણ ચાલી સકાતું

નહિ; માટે એક ધર્મશાળામાં મુકામ કર્યો, તોપણ મનમાં તો એટલી બધી ધારતી કે હમણાં કોઈ આવીને પકડશે તો પછી આપદામાં પડીશું. એવા વિચારથી તે છેકજ ગભરાએલો ગભરાએલો આમ તેમ જોતો હતો. વેગળેથી કોઈ સવાર આવતો દેખે કે એને એવું લાગે કે મને પકડવા આવે છે, એમ તેના જીવને ચેન ન પડવાથી ત્યાંહાંથી લગાર વિશ્રામ લઈને નીકળ્યો તે બાવરાની પેઠે આડું અવળું જોતો ધીમે ધીમે ચાલે છે, એવામાં એક સરકારી સિપાઈ જતો હતો, તેણે એનો બેબાકળો ચેરો જોઈને પૂછ્યું કે, આપ ગમાર કીધર જાતા હે? એ સાંભળી બીકથી તેને લાગ્યું કે ભોગ માર્યા, હવે પકડાઈ ગયા તેથી કાલાવાલા કરી છુટાય તો સારૂ, માટે સિપાઈની પાસે આવી પગે લાગી કહ્યું કે જમાદાર છાબ મારી ભૂલ થઈ તે માફ કરો. એવીરીતે એક નાગર બ્રાહ્મણની પેઠે પોતાની ભૂલ પૂછ્યા વગરજ કહેવા લાગ્યો કે હું એ બાઈડીને નથી લાવ્યો, તેજ મારી સાથે પોતાની મેળે નાસી આવી છે. એ સાંભળીને મીઆં સાહેબ તો ખુશ ખુશ થઈ ગયા, કે ઠીક શીકાર હાથ લાગ્યો. ગુનેહગાર પકડાયો માટે એને પકડી જઈશું તો પગાર વધશે ને બીલસ મળશે. ખુદાએ ઠીક ઈસકું ભેજા. એ વહાલીઆને તે સિપાઈ પાસેની ચોકી માં લઈ ગયો, ત્યાંહાં પણ જમાદારના મોં આગળ તેણે જેવું બન્યું હતું તેવું કહ્યું, તેથી પોલીસ જમાદારે એની કબુલાત એક બીજા વર્ગના માજીસ્ટ્રેટ પાસે લખાવી તેમાં લખાવ્યું કે મેં વિદ્યાતત્વરામ બારીષ્ટરને ત્યા નોકરી કરી છે પણ તેની બૈરી સાથે આડો વ્યવહાર

હોવાને લીધે ઘરેણું ગાંઠું અને રોકડ લઈ નાશીને આ તરફ આવતો હતો પણ રસ્તામાં ચોરોએ સર્વસ્વ લઈ લીધું અને અમને માર્યા તેથી અમતો હતાં તેવાંજ રહ્યાં. એક ગામમાં લુગડાંલત્તાં મળ્યાં તેનું નામ યાદ નથી. ત્યાં બાજીભાઈ જમાદારે અમને પકડ્યાં ત્યાંથી નાસતો નાસતો આવતો હતો ને ક્યાં જાઉં તે સૂજતું નહતું એટલામાં મલેકબ એ પકડી મને થાણામાં આણ્યો, ત્યાંથી જમાદાર તમારી પાસે લાવ્યા. આ બાબતની તજવીજ કરવાનો આ તાલુકામાં હુકમ હતો, માટે આ વહાલીઆની પકી કબુલાત આવ્યાથી બાજીભાઈ જમાદારનું જે પહેલા વર્ગના માજીસ્ટ્રેટ પાસે કામ ચાલી ગયું હતું તેના તરફ મોકલ્યો. જોન હંટરે તેને સેસન કોર્ટમાં કમિટ કર્યો તેથી તેને બાજીભાઈ જમાદારની સાથેજ દશ વર્ષ દેશનીકાલની સજા થઈ તેથી બાજીભાઈ જમાદાર અને વહાલીઓ એ બંનેને કાળે પાણીએ ચઢાવ્યા. ત્યાંહાં પહોંચ્યા પણ તે ઠેકાણે તેમને ચેન ન પડ્યું તેથી નાશી જવાના મનસુબાથી હમેશાં કોઈ પરદેશી વહાણનો લાગ જોતા હતા. એવામાં એક વહાણ તેમની નજીક થઈને જતું હતું તેના ટંડેલની બહુજ આસનાવાસના કરી, તેથી તેણે તેમને પોતાના વહાણમાં લીધા. વહાણ હાથ લાગ્યું તેથી બેઉ તો ખુશખુશ થઈ ગયા પણ તેમની ખુશી ફક્ત એકજ દિવસજ રહી; એલામાં સમુદ્રમાં ભારે તોફાન થયાથી તે વહાણ ભાંગ્યું અને થોડીવારમાં તળીએ બેઠું તેથી ખલાશીઓ તો મછવામાં બેશીને નાશી ગયા, પણ આ બે જણને એક વહાણનું પાટીઉં હાથ આવ્યું તે વડે તેઓ એક ઉજડ બેટના કિનારા આગળ

આવ્યા, ત્યાહાં કોઈ પ્રાણીમાત્ર મળે નહિ એવા ઉજડ ખેટમાં કંઈ વનસ્પતિ અને પાણી પણ નહતું. એવી સ્થીતિમાં આવ્યાથી નીચેની કવિતા પ્રમાણે બાજીભાઈ જમાદાર પસ્તાવો કરવા લાગ્યો.

**ચામર છંદ.**

ગામ ઠામ નામનું નિશાન કાંઈ ના રહ્યું,
બાજિભાઈ નામ તે કુસંગપૂરમાં વહ્યું.
દીલને દુખાવનારિ મોહ કેફ ચાખિ છે,
જીંદગી જુવાનિ એમ વ્યર્થ ખોઈ નાખિ છે. ૧
દૂષ્ટ કર્મ આદરી દગો કરી દુખી બન્યો,
પાપ પુંજ પ્રેરણા થકી કુકર્મને ભણ્યો.
ખોદિઓ જ ખાડતો પડ્યોજ નર્ક ખાળમાં,
માર મારી માતિને ફસ્યોજ કાળ જાળમાં. ૨

એ પ્રમાણે બીબાઈ બીબાઇને મર્ણ પામ્યા. અને તેમનાં મુડદાં, ગીધ, ગરધન જેવાં પક્ષીઓએ ફોલી ખાધાં. એ રીત દુર્ગુણી બાઈના સંબંધના એ દુર્ગુણી પુરૂષોની આખર દશા થઈ.

———:00:———

## પ્રકરણ ૫ મું.

## વિદ્યાતત્વરામ તથા તેની અર્ધાંગના વિદ્વાન સદ્ગુણી બાઈનું જીવનચરિત્ર.

હવે પેલા વિદ્યાતત્વરામ બારીસ્ટર તરફ નીઘા કરીએ. તે વિદ્યાતત્વરામની સઘળી હકીકત પહેલાં દુર્ગુણી બાઈના સંબંધની આવી ગઈ છે. પણ તેની વિશેષ હકિકત નીચે પ્રમાણે છેઃ—તે બાઈ નીકળી

ગયા પછી થી એને માલૂમ પડયું કે તે અને ચાકર વ-હાલીઓ ઘરેણું ગાંઠું લઇ નાશી ગયાં છે, તથા સાથે રો-કડ પણ છે તેની ખોળ કરવામાં તેણે બાકી રાખી નહિ, પણ તેમને ગએ ઘણા દિવસ થયા તેથી તજવીજ કરી તોપણ જડયાં નહિ, અને પોતાની આબરૂની ફજેતી થઇ તેથી તેને કોઇપણ પ્રકારે ચેન પડે નહિ, તેમ ધંધામાં પણ તેનું મન લાગે નહિ. ઘેરઘેર અને શેરીએ શેરીએ લોકો વાતો કરે કે બારીસ્ટરની બાઇડી કોળીને લઇને નાશી ગઇ એ મહા ગજબ થયો. એ વાત મોટા મોટા લોકો સહિત સર્વને કાને ગઇ એવું જયારે વિદ્યાતત્વ-રામને જણાયું ત્યારે એને મનમાં બહુજ લાજ લાગવા માંડી પણ કરે કેમ, લોકોને આંગળી કરવાનું થયું, એ મહા ગજબ થયો, એવા તરંગો મનમાં ઠસવા લાગ્યા તેથી તેને ધંધા ઉપર ચિત્ત લાગે નહિ, અને તે પણ ઓછો થવા લાગ્યો. એવી રીતે તેને સંસાર ઉપરથી વૈરાગ્ય આવવા લાગ્યો, તોપણ બહુ ભણેલો ને નાનપણથી દુઃખ વેઠેલું તથા ધીરજનો ગુણ તેનામાં પાકો રહેલો હતો માટે "ઉતાવળા સો બહાવરા ને ધીરા સો ગંભીર" એ કહેવત તે વારંવાર સંભારે અને મનને ધારણા રહેવા વાસ્તે તે મન સાથે વિચારે કે આવા વખતમાંજ ધીરજ રાખવાની ઘણી જરૂર છે તથા આવા વખતમાંજ ઇષ્ટમિત્રની પરીક્ષા થાય છે, અને તેવા અંતઃકરણની શુદ્ધતા-વાળા વાત કહેવા લાયક મિત્રની સલાહ લેવી અને તેની પાસે રહી દિવસ નિર્ગમન થાય તોજ થવી ચિંતા મટે. એ વખતે તેનો આનંદવૃત્ત નામનો પરમપવિત્ર મિત્ર જે કાંચનપૂરીના રાજાનો મુખ્ય કારભારી હતો તે પો-

તાના રાજકીય કામસારૂં મુંબઈમાં આવ્યો હતો. તેને સર્વે વર્તમાન જણાયાથી તે દીલગીર થયો અને પોતાના ઈષ્ટ મિત્રને મળવાસારૂ ઘણી આતુરતાથી આવ્યો. બેહુ જણ મળી ભેટયા અને આગતા સ્વાગતા થયા પછી વિદ્યાતત્વરામે સઘળી વાત તેને કહી તે ઉપરથી તેના મનનું શાન્તવન કરવા ઘણેઘણે પ્રકારે વિનતીને કહ્યું. એણે જણાવ્યું કે આ જગતમાં જન્મ્યા ત્યારથી તે મૃત્યુ પર્યંત કોઈનું પણ ગાડું સૂતર ચાલેલું નથી, ચાલતું નથી ને ચલવાનું નથી. કોઈને કંઈ દુઃખ તો કોઈને કંઈ. કોઈને કંઈ અફસોસ તો કોઈને કંઈ પણ આવી પડ્યા વગર રહેતું નથી, એમ સુખ દુઃખની ઘટમાળ ચાલીજ જાય છે. તમે ઇંગ્રેજી સંસ્કૃત તથા ભાષાનાં પણ પુસ્તકો વાંચ્યાં છે તેમાં આ સબંધીના ઘણાજ દાખલા આપના વાંચવામાં આવ્યા હશે તેની આ અનુભવ કરી જોવાની તક હાથમાં આવીછે. સારામાં સારા ને ધાર્મિકમાં ધાર્મિક પુરૂષોને માથે મોટાં સંકટો આવ્યા છતાં પણ તેમણે પોતાનું કર્તવ્ય કર્મ પૂરેપૂરૂં બજાવી ફતેહ મેળવી છે, એવું તમે જાણ્યા છતાં તમારા જેવા વિદ્વાનના મનમાં એને એ વાત રાત્રિ દિવસ ઘોળાયા કરે એ ઘણી નવાઈ જેવી વાત છે, કેમકે મારો એક મિત્ર ધરણીધર નામે કાસીની યાત્રા કરીને હાલમાંજ આવેલો છે તેણે મને કહ્યું હતું કે કાસીપૂરીમાં ભવાનીનંદ કરીને એક મહામહોપાધ્યા પદ ધારણ કરનારો સમર્થ વિદ્વાન છે. તેમને પથ્થરશંકર કરીને એક છોકરો છે તેને ભણાવવાને વાસ્તે પંડિતજીએ ઘણોજ શ્રમ લીધો પણ તેમાં તેમનું કંઈજ વળ્યું નહિ. જેમ જેમ તેને ભણાવવાને પ્રયત્ન કરી બોધ કરે, તેમ તેમ તેને ઉલ્ટુંજ ગાઢું

લાગતું જાય ને શીખે નહિ. ઘરમાંથી એ નાશી જાય ને પંડિતજીને એટલી આપદા પાડે કે કંઈ બાકી રહે નહિ. પોતે છ શાસ્ત્રવેત્તા કહેવરાવે, દેશ વિદેશના પંડિતોની સભામાં પહેલા નંબરનું માન્ય એમને મળે એવા તે સર્વ પંડિતોની શંકા દૂર કરનારા હતા, તથા જેને તકરાર હોય તે પંડિતજીના કહેવાથી સમજી જાય એવા મહા સમર્થ હતા. છોકરાને કેળવવાના જે જે ઉપાય કર્યા તે નિ-રર્થક નીવડ્યા. છોકરાની બીજી સંસારી બાબતમાં બુદ્ધિ ચાલતી તથા બાઈડીઓ આગળ ગપાટા મારે પણ ભણવામાં તો ગણ્ડકીનો શાલીગ્રામજ રહ્યો હતો. એમ કરતાં છો-કરાને પુરેપુરાં પચાસ વર્ષ થયાં અને સંસાર વ્યવહાર ચલાવવા લાગ્યો. એટલી મોટી ઉમર થઈ તોપણ તેને પો-તાના સ્વાર્થનું ભાન નહિ અને વિદ્યા ઉપર પણ લક્ષ નહિ, ત્યારે પંડિતજીના મનમાં નક્કી થયું કે એ ભણવાનોજ નથી અને એનું ઘર સૂત્ર નભવું મહા મુશ્કેલ છે પણ એમાં મારો ઉપાય નથી, જે થશે તે વેઠશે, એમ નક્કી કરી નિશ્ચિંત રહ્યો. આપણા હિંદુ રીવાજ પ્રમાણે કોઈ ઘેર આવે તો પ્ર-થમ છોકરાં છૈયાંની ખબર પૂછે પછી તે ભણેલાં છે કે કેવાં છે તે પૂછે. તે પ્રમાણે કોઈપણ પંડિત દેશાવરથી આવી સંસ્કૃત ભાષામાં પૂછે ત્યારે તેને પંડિતજી સાફ કહે કે એને કંઈજ આવડતું નથી પણ સંસારનું કામ ઠીક જાણે છે. ન્યાત જાતની વાતમાં પડેલો છે અને બૈરાં પાસે બેશી અજ્ઞાનતાની વાતો કરેછે; તેથી એ કંઈજ ભણવાનો નથી એમ સ્પષ્ટ કહે પણ જીવ બાળે નહિ, માટે તમારે પણ કોઈ પૂછે તો સ્પષ્ટ કહેવું પણ જીવ બાળવો નહિ. એ નાસી ગએલી બાઈડીની વાત છોડી દેશો તોજ સુખી થશો.

મને પકી ખબર છે કે તમે ઇંગ્રેજી ઘણાં પુસ્તકો વાંચેલાં છે તેમાં પણ બોધ રૂપ ઘણાં વચનો વાંચવામાં આવ્યાં હશે તથા વર્તમાન પત્ર તો તમે રોજ વાંચોછો, તેમાં પણ છેડો ફાડી આપ્યાના ઘણા મુકરદમા વાંચવામાં આવ્યા હશે. મોટા લાર્ડ સરખાને ત્યાં એવું બનેલું છે, બને છે અને બનશે, તો તમે શા હિસાબમાં છો? ઇતિહાસ ઉપરથી જણાયછે કે મોટા રાજાઓની સ્ત્રીઓ પણ એવી ખરાબ નીકળેલી હતી જુઓ ભર્તૃહરી રાજાના ઇતિહાસમાં વૈરાગ્ય આવે એવી વાત છે, તેવા રાજાઓએ પોતાના આત્માના રક્ષણને માટે અફસોસ ન કર્યો તો તમને શું કહેવું! આ વાત વિદ્યાતત્વરામને સારી પેઠે સમજાવી તેના મનનું સમાધાન કર્યું અને જે વિચાર ઘોળાયા કરતા હતા તે તેના મનમાંથી કાઢી નંખાવ્યા તેથી તેનું દુઃખ દિવસે દિવસે ઓછું થતું ગયું. દિવસ જેમ જેમ જતા ગયા તેમ તેમ તથા હિંદુ ફીલોસોફી (તત્વજ્ઞાન) વાંચવાનો તેને મહાવરો હતો તેથી તેનું ચિત્ત દિવસે દિવસે દ્રઢતાથી ઠેકાણે આવતું ગયું. પોતાનો ધંધો પાછો ધમધોકારે ચલાવવા લાગ્યો એટલુંજ નહિ પણ જે વિદ્યાતત્વરામે સંસાર મિથ્યા છે, તેમાં ફરીને ન પડવું એવો નિશ્ચય કર્યો હતો, તેનાજ વિચાર બદલાવા લાગ્યા, અને નવો સંસાર માંડવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. પહેલીવારના પરણેતરમાં માબાપે જોયાવિના લગ્ન કરેલું હતું તેથીજ પરિણામ વિપરીત આવ્યું, માટે આ વખત સો ગઇણે ગાળીને કામ કરવું એવા ઇરાદાથી કંન્યાની શોધ કરવાનું પોતાના લાગતા વળગતાને કહ્યું, તથા પોતાના ઇષ્ટ મિત્રને પૂછી તેમના અભિપ્રાયથી લગ્ન કરવાનું મન સાથે નક્કી કર્યું. તેના એક મિત્રે કહ્યું કે તમે એ કામ લાગતા

વાગગતાને સોંપેલું છે એ ખરૂં પણ એવી રીતે કામ સોંપવાથી અવળાનું સવળું ને સવળાનું અવળું થઈ જાય છે માટે ખરો ભરોંસો આવ્યા સિવાય તથા તે માણસને જે કામ સોંપીએ છીએ તે બરોબર બજાવશે એ જાણ્યા સિવાય ભરોંસો રાખવો એ મિથ્યા છે. વળી જે કામ જેનાથી થાય, જેની બુદ્ધિ જે કામમાં પહોંચી શકતી હોય, તેનેજ તે કામ સોંપવું એજ ડહાપણ ભરેલું છે અને એમ ન કરે તેના કામનું પરિણામ ઉધડ જોશીના જેવું થાય. વિદ્યાતત્વરામ પૂછે છે તેથી રીતે તેનો મિત્ર નીચે પ્રમાણે વાર્તા કહે છે.

## ઉધડજોશીની વાર્તા.

અગાઉ ઈડર સંસ્થાનમાં ભવિષ્યપૂર કરીને એક મોટો કસબો હતો ત્યાં એક માહા સમર્થ અગમ નિગમ કહેનારો ઉધડ નામે જોશી રહેતો હતો. તે પોતાનું જોતિષિનું કામ એવું તો સરસ કરતો હતો કે ગામ પરગામના લોકો તેની નામના સાંભળી વર્ષ ફળ, જન્મોતરી અને પ્રશ્નોતરી વગેરે કરાવવાને આવતા હતા. એવી રીતે ભવિષ્યના લેખો લખેલા તેમાંથી સેંકડે પચીસ જણનું ખરૂં પડતું તો તે તેમને પરમેશ્વરના ઊપનામથી બોલવતા હતા અને કેટલાક જેનું ખોટું પડતું તે મશ્કરીમાં પરમેશ્વર જોશી કહેતા હતા. એ જોશી મહારાજ ટીપણાં, જન્મોતરી, વર્ષફળ અને સારો ઇત્યાદિ પોતાને હાથેજ લખતા હતા. એક દિવસ વૈશાક શુદી પાંચમ ને ભોમવારે જોશી મહારાજપોતાની ઓશરીમાં જન્મોતરી લખે છે, તેવામાં એક સાંઢ ( વૃષભ ) તાપથી આકુળ વ્યાકુળ

થએલો હાંકતો હાંકતો જોશીની અડાળીની સામે લીં-
બડાનું ઝાડ હતું તેની છાયા નીચે થંડક જાણી બેઠો ને
ઉંઘતો હતો. તેની રૂપાળી આકૃતી તથા ગોળમટોળ
શીંગડાં જોઈ જોશીની નજર તે તરફ ગઈ, તેથી તેના
શરીરને પગથી તે માથા સુધી નિહાળીને જોવા લાગ્યો
અને ગોળ શીંગડાં ઉપર નિરીક્ષા કરતાં તે તેને બહુ-
જ મનોરંજક લાગ્યાં અને મન સાથે કહેવા લાગ્યો કે
આ વૃષભની તારીફ જે કરીએ તે ઓછી છે, એનાં
શીંગડાંથી તો અવધી છે, આવાં ગોળ કુંડાળાં જેવાં
શીંગડાં કોઈપણ જનાવરનાં આજસુધી મેં જોયાં નથી.
પરમેશ્વરે એ કરવામાં કંઈ પણ કચાશ રાખી નથી. જો
એ શીંગડાંમાં મારૂં શરીર આવી રહેતું હોય તો મારે
લેખે એના શીંગડામાં બાકીજ રહી નથી. એવા વિચારમાં
ને વિચારમાં જોષોને ઉનાળાના દિવસ તેથી નિદ્રા આવી
માટે વામ કુક્ષી કરી સૂતા, એટલે સાંઢ સાંઢને ઠેકાણે
ગયો. જોષીએ ઉઠી પાછા પોતાનો નિત્ય નિયમ પ્રમાણે
ઉદ્યમ કરવા માંડયો. એવી રીતે રોજ તે આખલો
આવે ને જોશીની નજર તે ઉપર જાય. એમ કરતાં ચો-
માસાના દિવસ આવ્યા તેથી આખલો જોવામાં આવ્યો
નહિ અને જોશી પોતાના ધંધામાં ગુંથાયા. આસો શુદી
પૂર્ણિમા આવી તે વખત જોશી કારતક શુદ ૧ એટલે
બેસતા વર્ષને માટે વર્ષના ભાવ વિગેરે કહેવા સારૂ સારો
લખવા નાની બંડી ને ઢીંચણની ઉપર જાય એવી નાની-
શી પોતડી પહેરી સબજી બબજી પીને બેઠા છે કે પેલો સાંઢ
તેની તેજ જગાએ આવી બેઠો. જોષી સારો લખી રહ્યા
પછી લગાર આળસ મરડીને સુવાની રાહ જુવે છે કે

તેમની નજર પેલા આખલા તરફ ગઈ ને તેનાં શીંગડાં જોયાં એટલે એમાં પોતાનું શરીર આવે છે કે નહિ એ અજમાવી જોવાનું મન થયું, તેથી નક્કી ઠરાવ કર્યો કે હવે એ જલદીથી અજમાવી જોવાય તો સારૂ કેમકે એ વાતનો વિચાર કરતાં કરતાં છ માસ વહી ગયા પણ એ વિચાર હજુ સુધી અજમાવી જોયો નહિ એ ઠીક કર્યું નથી, માટે આજ તો હર હર મહાદેવ કરીને એ કામ અજમાવી જોવું કે પછી એ વાતનું નામજ લેવું મટે, એમ ધારીને પોતડી ફરીથી મજબૂત પહેરી ઉઘાડે માથે ઉઠયા અને જેવા હતા તેવાજ વેષે આખલાના શીંગડાંમાં પોતાનું માથું ઘાલ્યું કે થોડી ઉંઘમાંથી સાંઢ તરતજ ઉઠયો. ચોમાસાનું લીલું ઘાસ ખાઈ મસ્ત થએલો ને વળી આંકેલો તેથી તેના જોરનું તો પૂછવુંજ શું? અગાઉ ઉનાળામાં તે લગાર નરમ દેખાતો હતો પણ આ વખતે તો તેનામાં બળ ને ગુસ્સો બન્ને વધારે હતાં, તેથી જોષીને ઉપાડીને તે દોડવા લાગ્યો, એટલે જોષી મહારાજના તો હોશને કોશ ઉડી ગયા કે હવે આખર મરવાનું આવ્યું જોષીને લઈને સાંઢ નાસે છે તેથી લોકોમાં નાસા નાસ થવા લાગી, અને આખા ગામમાં વાતો ચાલી રહી કે જોષીબાવા સાંઢના શીંગડામાં ભરાયા છે તે નીકળતા નથી ને સાંઢ કાઢવા દેતો નથી માટે જો જલદીથી કોઈ વારે નહિ ધાય તો જોષીના મડદાને પણ કાઢતાં મુશ્કેલ થઈ પડશે કેટલાક મદદ કરવા, કેટલાક જોવા, એમ ટોળે ટોળાં દોડવા લાગ્યાં તેમ તેમ સાંઢ વધારે નાસા નાસ કરે. એવી રીતે આખા કસ્બામાં હોહાકાર થઈ રહ્યો પણ સાંઢને કેવી રીતે પકડવો તેની કોઈને સમજ પડે નહિ. છેવટ દરબારને ખબર થઈ

તેથી તેમણે આરબ ને મકરાણી મોકલ્યા પણ તે બિચારા લશ્કરની સામા વઢે પણ આ સાંઢને શી રીતે ઝાલે. આખર બે ત્રણ રબારી આવ્યા તેમણે તેને આંતરી દોરડાં નાંખી સાંઢને આસ્તે આસ્તે નરમ પાડી જોષી મહારાજને પરાણે પરાણે કાઢ્યા. તે વખત તેમના પોતીઆનું પણ ઠેકાણું મળે નહિ. શરીર છોલાઇને લોહી લુહાણ થઇ ગએલું, તેથી તેમને પોતડી પેરાવી ખંડી કાઢો નાંખી ને વૈદને બોલાવી ઓસડ વેસડ કરવા માંડ્યાં તેથી બે ત્રણ મહિને પરમેશ્વરની કૃપાથી લગાર સારૂં થયું, તોપણ ખાટલામાંથી તો ઉઠાયજ નહિ. જોષો માંદા થયાની વાત જાણી દેશપરદેશથી ઓળખીતાં બાળકતાં જોવા આવે ને તે તેમની ખબર પૂછે અને તે જ્યારે વાત જાણે કે જોશી આખલાના શીંગડાંમાં પોતાની મેળે ભરાયા ત્યારે તેમને ઠપકો દે, કે જાઓ જાઓ મહારાજ આવા ભણેલા થઇને કંઇપણ વિચાર કર્યો નહિ! અને વિના કારણે આવું દુઃખ વહોરી લીધું! ત્યારે જોશી ઉત્તર આપે કે તમારો જોશી કંઇ એ બાબતમાં ભૂલે એવો નથી એનો વિચાર છ મહિનાથી કરતો હતો અને આ જે ફળ છે તે મારા છ મહિનાના વિચારનું છે. આ કૃત્ય પશ્ચિમ બુદ્ધિવાળા બ્રાહ્મણ જેવું નથી પણ વાણીઆની પેઠે અગમ બુદ્ધિ રાખેલી તેનું ફળ છે. એ સાંભળે એટલે લોક એમની અકકલની અટકળ કરી નિરાશ થાય. એ રીતે છ મહિના રીબી જોષી નવે અવતાર આવ્યા. આ વાર્તાનું તાત્પર્ય એ કે વિવેક બુદ્ધિનો રૂડો ઉપયોગ કરવો. આવા વિચારવાળાને પૂછી તેવાના અભિપ્રાયથી કામ કરવું એ ઠીક નથી. અકકલ ખર્ચનારા, વિચારવાળા અને ભવિષ્ય કાળમાં ખરૂં ખોટું થશે તે સમજીશકે તેવાની સંમતિથી

થાય તેજ વધારે સારૂં છે, પણ "ધણીને ઢાંકણીમાં સુજે તેવું પાડોશીને આરશીમાં પણ સુજે નહિ."

આ વાર્તા સાંભળીને બારીષ્ટર સાહેબ દિંગ થઇ ગયા ને વિચારમાં પડ્યા પછી નક્કી કર્યું કે કન્યાને પોતેજ તપાસવી ત્યાર પછી વેવીસાળ કરવું એ શિખામણ ઘણાજ માન્ય સાથે સ્વીકારી.

કન્યાનો શોધ કરવાના પ્રયત્નમાં ઘણાં ઘણાં વિઘ્ન આવી નડ્યાં. તેમાં મોટામાં મોટું વિઘ્ન તો તેની પહેલી વારની સ્ત્રી જતી રહેલી એ હતું. તેની મરદાની વિષે જનાનીનો વહેમ આવવા લાગ્યો, ને સારા માણસોને અનુમાન કરવાનું આ એક કારણ મળ્યું તેમાં થોડા દિવસ તેને વૈરાગ્ય આવેલ તેણે ઉમેરો કર્યો. જાતે બારીષ્ટરની પદવીવાળા છતાં પણ કુલ હલકુ તેથી કન્યાનો કંઇ પત્તો લાગે નહિ. એવામાં નવીન પૂરના મધ્યમાનંદ પંડ્યાની દીકરીની ભાળ મળી. તે પંડ્યો કુળ પક્ષમાં બારીષ્ટરથી લગાર ચઢીઆતો હતો તથા જાતે સુશીલ અને સદ્‌ગુણી સંપૂર્ણ હતો તથા ગામની મહેતાગીરીની હલકી નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. ઘરમાં બાઇડી પણ તેના જેવીજ સદ્‌ગુણી ને વિવેકી હતી. એ બંને સ્ત્રી પુરૂષને એક દીકરોને એકજ દીકરી એમ બે છોકરાં હતાં. દીકરીની ઉમર ૧૧ વર્ષની હતી તે બુદ્ધિમાન ને નીતિ જ્ઞાનમાં બહુજ કુશળ હતી. તેની નવીનપૂરની કન્યાશાળાની સ્ત્રી શિક્ષકની મારફત ભાળ કઢાવી તથા એક બે વાર પોતાના ધંધાના કામ પ્રસંગે ત્યાં જવું થતાં કન્યાશાળાના ઇનામના મેળાવડામાં આમંત્રણ થયાથી તેજ છોડી હોંશીઆર જોવામાં આવી તેની સાથે વિવાહ થાય તો ઠીક એમ

મનમાં લાગ્યું તેથી તેની સાથે વિવાહ થવાની પેરવી ચલાવી. જેમ દૂધનો દાઝેલો છાશને પણ ફુંકી ફુંકીને પીએ તેવી રીતે આ વખત તજવીજ કરવામાં બાકી રાખી નહિ. કન્યાનાં માબાપ નરમ, સુશીલ ને ધર્મશીળ સ્વભાવનાં જણાયાથી એ ચોકઠું ક્યારે બેસે તેની આતુરતા થવા લાગી, તેમ સામી તરફથી બારીષ્ટરને દીકરી આપવા વાસ્તે તેનાં માબાપનો પણ તેવોજ વિચાર થયો. તે બેઉ એવાં ભલાં ને સ્થિર ભક્ત હતાં કે પોતાનાં છોકરાં સુખી થાય માટે તેમને દુઃખ વેઠીને પણ વિદ્યાભ્યાસ કરાવતાં હતાં. છોકરાનો અભ્યાસ ગૂજરાતી ભાષામાં ઘણો ખરો પૂરો થવા આવ્યો હતો, ને દીકરીનો અભ્યાસ પાંચમા ધોરણ સુધીનો હતો. તેમના મનમાં એવી ઉમેદ હતી કે જો પ્રસંગ મળે તો છોકરાની બુદ્ધિ ઉત્તમ છે માટે ઉચ્ચ પ્રકારની કેળવણી આપવી, કે જેથી પોતાની જીંદગી સારી રીતે ગુજારે, પરંતુ પાસે એટલો પૈસો નહિ કે મોટી અંગ્રેજી નિશાળની અને કોલેજની ચોપડીઓ સરખીએ લેઇ શકે. મોટી શાળાની ફી ભરવાનાજ સાંસા હતા તો કોલેજનું તો બનેજ કેમ? પેલા બારીષ્ટર તરફથી પ્રયત્ન જારી હતો અને એમને પણ બંધ બેસતી વાત આવી તેથી ઘણીઘણી આણી વિચાર કરવા લાગ્યાં, કે આ લાગ બેસે તો છોડી સુખમાં પડે અને છોકરાથી પણ સારી કેળવણી લેઈ શકાય બલકે સંપૂર્ણ અભ્યાસ થવાને હરકત પડે નહિ એટલુંજ નહિ, પણ છોકરો અભ્યાસ કર્યા પછી પણ લાગવગથી સારે ઠેકાણે પડી જાય તેથી આપણું ઘડપણ સુખ શાંતિથી ગુજરે, માટે જેની મારફત તે કન્યાની ખબર કઢાવી હતી

તેની મારફતે બારીષ્ટરને કહાવવાનો વિચાર કરેછે, એટ-લામાં સ્ત્રી પુરૂષના મનમાં વિચાર આવ્યો કે જો એ બારીષ્ટર માગસમાં ન હોય તો છોકરીને હીવો લઈને કૂવામાં નાંખી અને આપણે પડચાં એમ થાય. ગમે એવો આપણો સ્વાર્થ સુધરવાનો હોય પણ દીકરીનો જ-ન્મારો એળે જાય એમ કરવું નહિ. એટલામાં તેમને સૌમ્ય યુકિત સુઝી આવી તે એકે જો વર એવો હોત તો પુનરપિ લગ્ન કરવા તૈયાર થાત નહિ, કેમકે એ વિદ્વાન ને ધર્મશીલ પુરૂષ છે તેથી જે વાત ચાલે છે તે બેલાશક ખોટી છે. આ દુનિયાંમાં માણસો પોતાનો સ્વાર્થ ન સરે ત્યારે ગમે એવાં ખોતાનાં મેલે છે. ધણી ધણીઆ-ણીનો નિશ્ચય થયો કે ખચીત ત્યાંજ વિવાહ કરવો માટે કહાવી મોકલ્યું કે અમારે ત્યાં કન્યા રત્ન છે તેનું દાન તમારા જેવા સુપાત્રનેજ કરવાની મરજી છે, માટે જો તમારી ખુશી હોય તો કહાવી મોકલો કે સારો દિવસ જોઈ વાગ્દાનસંસ્કાર કરવા આવીએ.

તેની સાથે અમે તમારી પાસે પ્રાર્થના કરીને કહીએ છીએ કે અમે ગરીબ માણસ નિરાધાર છીએ, અમારી પાસે ધન દોલત કે વાડી વજીફો કંઈજ નથી એટલુંજ નહિ પણ અમારો સંસાર વ્યવહાર પરાક્રાશએ ચલાવીએ છીએ, તેથી નાતના રિવાજ પ્રમાણે પહેરામણીમાં કંકુને કન્યા છે, અને થોડાઘણા સભ્ય ગૃહસ્થ જાનમાં આવશે તેની સરભરા અમારા ગજા પ્રમાણે યથાસ્થીત કરીશું. સ્થીતિ પરત્વે જોતાં તમે ગૃસ્થછો અને અમે જે છીએ તે તમે જાણોછો. તમારે ત્યાં સાહેબી છે અને કૂળપક્ષે અ માર જેવાજછો એટલે એનું તો કશું કહેવાનુંજ નથી. અમારા

કરતાં કદાપિ ઉતરતે ઠેકાણે જો અમે વિવાહ કરીએ તો-પણ તેમને અમારા માથાના મુગટજ માનીએ ને ગણીએ, તથા અમે તેનાથી હજાર દરજ્જે નીચા છીએ. કન્યા દા-નમાં અમારા ગજા માફક ફૂલ નહિ ને ફૂલની પાંખડી આપીશું પણ "નાક ઉપર માખી બેસવા દેઈશું નહિ" માટે તમારી મરજી શી છે તેનો સવિસ્તર પત્ર આ માણસની સાથે લખી મોકલજો. એ ભાઈ તમારા ખરા સ્નેહી છે એમ તેમની વર્તણુંક ઉપરથી અમને જણાયું છે; તેઓ સારા માણસ છે એમ તેમની રીતભાત, વાત ચીત ને અમારા ગામના રહીશ છે તેથી જાણીએ છીએ. અમારા પણ એ ભરોંસાનાજ માણસ અમે અંતઃકરણથી સમજીએ છીએ. આવી રીતનું કહેણ આવ્યું તેથી વિદ્યાત-ત્વરામને નિરાંત વળી પછી તેમણે તેમનાં માબાપને અમનગર પત્ર લખી જણાવ્યું તો તે પણ અત્યંત ખુશી થયાં, ત્યાર પછી નવીનપૂર કહેણ સ્વીકારવાનો પત્ર લખ્યો તે ત્યાં આવ્યો ત્યારે કન્યાનો બાપ ને મા ખુશી થયાં. અને માના મનમાં ઘણો આનંદ થયો ને મન સાથે કહેવા લાગ્યાં કે આવું ઠેકાણું આપણી આખી નાતમાં નથી કેમકે આતો સોનું ને સુગંધ બેઉ છે, માટે આપણે જ-ગત નિયંતા પ્રભુનો મોટો પાડ માનવો કારણ કે તેમની સહાયતા વિના આવું ઘર ને આવો બીજીવાર પરણ-નારો વર આ વખતે મળે કયાંથી? આપણી કહેલી સરતો પણ મંજુર રાખે છે, માટે આપણે તો એનાજેવું વાહાલું સગું બીજું જગતમાં નથી. માગશર સુદી ૧૧ને સો-મવારને દિવસે મધ્યમાનંદ પંડયાએ મુંબઈ જવાનો વિચાર કર્યો ને ત્યાં જઈ વિદ્યાતત્વરામ સાથે વિવાહનું નક્કી કર્યું.

એ વખતે વિદ્યાતત્વરામનાં મા બાપ અમનગરથી મુંબઈ આવ્યાં હતાં તેમની સમક્ષ સઘળો ખુલાસો કર્યો હતો.

વિદ્યાતત્વરામે કહ્યું કે મારા બારીસ્ટરના ધંધાને લીધે ઘણાં માણસ મારી સાથે આવશે એવો તમને ડર રહેછે તે તમારે રાખવો નહિ. અમારા અસીલ ભાણા પટેલ છે તે સર્વે વાતનો બંદોબસ્ત કરશે. ત્યારે મધ્યમાનંદે કહ્યું કે ગમે એટલી માણસની સંખ્યા થશે તેની જમવાની ફિકર રાખવી નહિ. એ બાબતનો ગમે તેમ કરી અમે બંદોબસ્ત કરીશું. બારીસ્ટરે કહ્યું કે તમારે એવું કરવાની જરૂર નથી, ત્યારે મધ્યમાનંદે કહ્યું કે જો એવું અમારાથી કે તમારાથી થાય તો તમારૂં ને અમારૂં નાતમાં ભૂડું દેખાય અને આબરૂ લાખની છે તે કોડીની થઈ જાય. અમે દુઃખી થઈશું તેની હરકત નથી પણ અમારા ઘર પ્રમાણે જે આવશે તેની બરદાશ કરીશું બીજી બાબત અમને તમારી મદદ મળશે તેટલું અમારૂં સારૂં દેખાશે, તે એ કે તમારો અસીલ ગૃહસ્થ છે અને તેમના સારાં સારાં ઘણાં મકાનો છે માટે ત્યાં ઉતારાની ત્રેવડ થશે તો અમને મોટામાં મોટી મદદ મળશે એમ અમે માનીશું. જાન વિગેરે સઘળી રીતભાત સમજીને પંડ્યા પોતાને ગામ આવ્યા. અહી તેમની સ્ત્રી પાણીની પેઠે વાટ જોઇને બેઠી હતી તેણે સ્વામીને આવતા જોયા ને તેમનો ચહેરો હસમુખો દીઠો તેથી પોતે પણ ખુશી થઇ અને જ્યારે વિવાહનું ચોકઠું બેઠું છે એવું કહ્યું ત્યારે તો તે બહુજ ખુશ ખુશ થઈ ગઈ. એમ પંડ્યાના ઘરમાં હર્ષાનંદ થયો તેમ સગાંવહાલાં નાત જાતનાંને નીચેના શ્લોક પ્રમાણે થયું.

શ્લોક—कन्या वर यते रूपं, माता वित्तं पिता श्रुतं ॥

बांधवा कुलमिच्छंति, मिष्टान्न मितरे जनाः ॥१॥

અર્થ—કન્યા વરનું રૂપ જુએ છે, મા જમાઈને ધનવાન જુએ છે, પિતા સદ્‌વિદ્યા જુએ છે, ભાઈ બનેવીનું કુલ જુએ છે, અને બીજાં અન્ય મનુષ્યો સારાં સારાં ભોજન જુએ છે. લગ્નનો શુભ દિવસ જોવરાવવાને બે ત્રણ સાક્ષર જોષીઓને બોલાવ્યા. તેમણે માહા સુદી ૧૧ ને સોમવારનું લગ્ન નક્કી કર્યું, પણ કન્યાને મંગળની દશા હતી, માટે વરે મંગળનું દાન કરવું જોઈએ એ વાંધો જોષીઓનો આવી નડ્યો, કેમકે વરનું ઊંચા પ્રકારનું જ્ઞાન હતું તથા ફળાદેશને ન માનનારો ને સુધરેલો હતો માટે એને લખીશું તો સાફ ના કહેશે, તેથી કરવું કેમ ? તેની સુજ પડે નહિ, પછી પંડ્યાએ હરકતની સઘળી બીના જોષીઓને કહી ને દર્શાવ્યું કે કન્યા તરફનું બતાવો તો અમારા ગજા પ્રમાણે કરીએ પણ વરને તો અમારાથી અણસારો સરખો પણ લખાય નહિ એટલે જોષીઓએ શાસ્ત્રાર્થ કાઢીને સર્વાનું મત કહ્યું કે કન્યાનો બાપ કરી શકે છે. એવી રીતે મંગળનું માગતું માથે પડ્યું તે સિવાયની કંકુ પત્રી લખી મોકલી, તેને વર તરફથી કબુલ રાખી લખ્યું કે તમે જે મુહૂર્ત જોઈને કંકોતરી લખી તે પહોંચી છે, ને અમે પણ અહીં જોવરાવ્યું તો તેજ સારામાં સારૂં મુહૂર્ત છે, માટે તમે લગ્ન નિરધારી વહેલા વહેલા બગિઆને અહીં મોકલજો. અહીંથી તે નવીનપૂર સુધી લોઢાની સડકનો રસ્તો છે તથા આગગાડીએ આવવાનું છે તેથી વાટમાં કંઈ રહેવાનું નથી, માટે અમે મુંબઈના નીકળ્યા બારોબાર સવારના નવ દશ વાગે આવીશું અને અમારાં બીજાં સગાં પણ ગાડીએ બારોબાર

આવશે તે અમને સ્ટેશન ઉપર મળશે. જાનીવાસાની સો-ઇની વાત તમે જાણોછો અને એ સમારંભમાં આશરે દોઢસોથી બસેં માણસ થશે માટે સોઇ રાખજો. તમારાં સગાંવહાલા તમને યોગ્ય મદદ કરશે એમ અમારૂં ધારવું છે, પછી તેમની અનુકુળતા ન હોય તો સુખેથી લખી મો-કલજો કે અમારાં માણસ તમને મદદમાં આપી શકીએ. એ ખરૂં છે કે આપણા બ્રાહ્મણીઆ રિવાજ પ્રમાણે આટલાં માણસ આપણી નાતમાં કોઇપણ જાનમ થતાં નથી પણ હાલનો પ્રસંગ અને અમારો પરિચય બહુજ વિલક્ષણ છે તેથી ઓછામાં ઓછું, વેતરનારા છતાં પણ આ પ્રમાણે થાય છે માટે તેના તરફની ક્ષમા કરશો? તમે સુજ્ઞ છો તેથીજ લખાય છે બીજાને આવું લખાય નહિ. આવો પત્ર મધ્યમાનંદ પંડ્યાએ વાંચ્યો તેવુંજ હૈયું ગદગદિત થઇ ગયું તથા તેમની બાઇડીની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં. પછી પોતાનાં સગાંવહાલાંને કંકોતરીઓ લખી મોકલાવી. જેવી રીતે જાનનો આડંબર થયો હતો તેવોજ માંડવાનો આડંબર પણ થવા લાગ્યો. અદનું એટલે ક-હેવાનું સગું હોય તે પણ કંકોતરીની આશા રાખવા લાગ્યું એ કારણથી પંડ્યાને ખર્ચની ચિંતા થવા લાગી. એક દિવસ પંડ્યાજી ચિંતામાં બેઠા છે તેવામાં નવીનપુરના દેશાઇ વિહારીદાસ પગે ચાલીને તેમને ઘેર આવ્યા તે જોઇ પંડ્યાને ઘણુંજ અચરત લાગ્યું કે કોઇ દિવસ નહિ ને આજે દેશાઇ આપાંણે ઘેર પધાર્યા માટે કંઇ યોગ્ય કારણ હશે. દેશાઇની રીતભાત પ્રમા-ણે આગતાસ્વાગતા કરી એટલે દેશાઇએ કહ્યું કે તમે તમારી કન્યા રત્નનું સગપણ મુંબઇના વિદ્યાતત્વરામ

નામના બારીષ્ટર સાથે કર્યું તે સાંભળી અમે પરમ ખુશી થયા. તમને ઠેકાણું સારૂં મળ્યું તેમાં કંઈજ ભૂલ નથી પણ તમારી સાંસતા કેવી છે તે અમે જાણીએ છીએ. તમારા પિતાની પાસે ભણેલા છીએ માટે તમે અમારા જૂના પંડ્યાછો અને તમારા બાપના વખતથી તે આજ સુધી તમારા ઘરની નાણા સબંધીની સ્થિતિ અમારી અજાણી નથી. તમારૂં ઘર આબરૂદાર જૂનામાં જૂનું છે, તમે અમારા આશ્રિતછો તેથી અમારી, બારીષ્ટરની ને તમારા ઘરડાની આબરૂ પ્રમાણે ખર્ચખૂટણ કરવા જતાં તમને બહુ લાગશે પણ તેની ફીકર કરશો નહિ. જાન ને માંડવામાં થઈને ઘણાં માણસ આવશે માટે જેટલું ખર્ચ થશે તેનું નિમે હિસ્સે અમે તમારા બાપના જૂનામાં જૂના નિશાળીઆ છીએ તેથી ગુરૂદક્ષિણામાં આપીશું. અમને ઘણો આનંદ થયો કે તમે અમારા ગુરૂનું નામ રાખી આવું રૂડું કામ કર્યું એ પ્રતાપ તમારા પિતાનો અને અમે પણ હાલમાં નાત જાત અને સરકારમાં શ્રેષ્ટતા ધરાવીએ છીએ તે તેમનો પ્રતાપ છે, માટે લગારે અચકાશો નહિ ને ખર્ચ ખૂટણમાં હાથ મોકળો રાખશો કે મુંબઈવાસી આપણા નાના ગામની નિંદ્યા કરે નહિ. એમ કહીને હજાર રૂપિયા મુંબઈગરાની થેલી પંડ્યાની પાસે મૂકી, અને જાનીવાસો પોતાની હવેલીમાં આપવા વગેરેની ભલામણ કરી દેશાઈ પગે લાગી વિદાય થયા. પંડ્યાજીનો જીવ મૂળે તો ઓશઠિલો હતો. તેમાં કોથળી રૂપિયે ઉમેરો કર્યો. જાનીવાસો દેશાઈજીને ત્યાં થશે માટે તમારા અશીલને જાનીવાસો વિગેરે કામનું ન લખશો એવું પત્ર વિદ્યાતત્વરામ ઉપર લખ્યું. એ ઉપરથી તેમને પણ સારૂં લા-

ગયું તેઓ લગનીઆનીવાટ જોઈને બેઠા છે તેવામાં નવીનપુરથી લગ્નપત્રી લખી પંડ્યાએ પોતાના બનેવીને મુંબઈ મોકલ્યો. તેણે મુંબઈમાં આવી જાનની તૈયારી કરાવી. માહાશુદી ૧૧ ને સોમવારે નવ કલાકે જાન નવીનપુરના સ્ટેશન ઉપર આવી પહોચી. ત્યાં સર્વે જાનૈયા ભેગા થયા ને સામૈયાની તૈયારી થઈ ને ધામધુમ મચી રહી, તેથી આખા ગામમાં દિવાળીના દિવસ જેવું લાગ્યું; કેમકે વહેચીદાસ દેશાઈના પંડ્યાને ત્યાં સારા આબરૂદાર જેની બરોબરી આખા દેશમાં પણ કોઈ કરી શકે નહિ એવો વર મળ્યાથી તથા પંડ્યા સારા સ્વભાવના ને નીતિજ્ઞ પુરૂષ છે એમ જાણી સર્વ રાજી રાજી થયાં. જાનને જોવાને વાસ્તે મેદની ટમટમી રહી. સામૈયું વાજતેગાજતે ધીમેધીમે આવતું હતું, તથા સાજનમાં વિદ્વાન અને આબરૂદાર એવા લોકો ઘણા આવ્યા હતા, માટે દેખાવ ઘણોજ રમણિય લાગ્યો. વરઘોડો છટાદાર ધીમેધીમે અને ઘણી સારી રીતથી ચાલતો હતો, તેથી જોનાર સઘળા વાહવાહ કહેતા હતા. જાનીવાસો વડા દેશાઈને ત્યાં આપ્યો હતો, તેથી જાનની સરભરાની બાકી રહી નહતી. જાનૈયાને સૂવાબેસવાને મોટું ભવ્ય મકાન તેમાં પાથરણાં ગૃહશૃંગારનો સરસામાન વગેરે કોઈપણ વસ્તુની ખોટ નહોતી. ચાકરો પણ ઝલ્યાને ઝલ્યા હાજર રહેતા હતા. પછી લગ્ન સમયની તૈયારી થઈ. કળવો વિગેરે આવી ગયાં ને નમસ્કારાદિ સંસ્કાર થયા પછી વરને ચોરીમાં લાવ્યા અને કન્યાના બાપના ઘરમાં સદ્ગુણીબાઈ કુવરીને પણ ચૂડો પાનેતર પહેરાવીને ગણપતિના આગળ બેસાડી હતી. પંડ્યાજીની પત્નીએ પણ પહેલેથીજ લગ્ન

સમ.રંભન ઉત્તમ ગીત તથા જોડકણાં રૂકમણીબાઈ નામે એક વિદ્યાસંપન્ન ત્યાંની કન્યાશાળાની મુખ્ય શિક્ષક હતી તેમની પાસે જોડાવી મૂકી બે ત્રણ પ્રતમાં લખાવી રાખ્યાં હતાં, અને ઘણીખરી છોડીઓ પાસે શિક્ષણ આપી ગવરાવી રાખ્યાં હતાં. તથા પરણતી વખત પોતાના કામની રજા લઈ તે બાઈ પણ તે વખત હાજર રહી પંડે ગવરાવતી હતી, અને એ કામમાં એ બાઈની અમૂલ્ય મહેનત અંતઃકરણની હતી કેમકે પરણનાર સદ્‌ગુણીબાઈ તેની એક ચંચળ અને શિક્ષકનું નામ અમર રાખે એવી વિદ્યાર્થી હતી, એટલુંજ નહિ પણ લોકોને કેળવણી સંબંધી બોધ આપવાનો પ્રસંગ મળે તથા તેમને પોતાની છોકરીઓ કેળવવાનું મન થાય તે માટે મહિલા શિક્ષકની યુકિત, મહેનત અને જ્ઞાનની આ કસોટી થનાર હતી. લગ્ન વખત થતા સુધી મંગળાષ્ટક સ્તોત્ર પણ સંસ્કૃત તથા પ્રાકૃતમાં બાળકીઓની સાથે એ બાઈજ બોલતી હતી તેથી વેદીઆ અને બીજા સંસ્કૃત જાણનારા સાક્ષરોએ તો મોંમાં આંગળીઓજ ઘાલી કે આ શું છે? તેમાં વળી બાળાઓના કંઠ તેથી રાગ તાળ ને કાંતિ એમની એકયતા થયાથી તથા નવું સવું લાગવાથી જોવાને મેદની મળી હતી. આવેલા સર્વને બેસવાને મોટો માંડવો પ્રથમથીજ બાંધી મેલ્યો હતો. તે માંડવામાં હાંડી ઝુમર, તથા ગાલીચા તકતા વિગેરે ઠાઠમાઠ નહોતો પણ છોડીઓએ ચીતરેલાં ચીત્રો તથા મહાન રાજાઓની આકૃતીઓ તથા મહાન જ્ઞાની મુનિઓની છબીઓને થોડીક સુખી સ્ત્રિયોના ચિત્ર વગેરે દિવાલના નકશા માંડવાની ત્રણે દિશાએ ચોટાડી મેલ્યાં હતાં. તથા પીતળની દીવીઓ ભૂમલીગામની

માટીથી માંજીને એવીતો ચકચકીત કરી હતી કે લોકના સમજવામાં એ સોનાની છે એવુંજ આવતું હતું ને દીવીઓમાં દીવેલ પુરી નીચે થાળીઓ મુકી દિવા કરેલા હતા તે ઝગઝગ બળતા હતા, રંગોળીવતી જમીન અબીલ ગુલાલથી રંગોળી પાડી શોભાયમાન કરી હતી તે જોઇને મુંબઇવાશી પણ છક થઇ ગયા કે આવી શોભા દેશી કારીગરીની કેવી ઉત્તમ છે. આપણે ત્યાં આવી શોભા થતી નથી, તેમાં વળી બાઇઓના મધુર રાગ અને સમયાનુકુળ શાસ્ત્રીય ગીત તે જાણે વેદ મંત્રનો બરોબર તરજુમો કરેલો હોય તેવાં અને સઘળાની માધુર્યતાનું બહુજ વખાણ થતું હતું. નાની બાળાઓના શુદ્ધ ઉચ્ચાર લોકોને વિદ્વાન જણાયા તથા વેવીઓ કહેવા લાગ્યા કે મુંબઇ જેવા શહેરમાં જ્યાં સુધારાનો વધારો કહેવાય છે, અને આ ગામને સુધરેલું નથી એવું કહેછે એ કેવું ઉઘાડું વિપરીત છે તે જુઓ. એવી રીતે મંગળાષ્ટક થતા સુધી સર્વ આશ્ચર્ય પામ્યા પછી કન્યાને માયરામાં પધરાવી માબાપ કન્યાદાન દેવા બેઠાં અને ગોત્રોચ્ચારનો સંસ્કાર થયો. આ વખતે બારીસ્ટર તથા દેશાઇને માન્ય આપવાની ખાતર તે જીલ્લાનો વિદેશી હાકેમ પણ આવ્યો હતો, તેતો સર્વ તમાશા જેવું જોઇ ખુશ ખુશ થઇ ગયો. તેણે દુભાષીયાની પાસેથી તરજુમો કરાવી સર્વ સાંભળી લીધું. આવી રીતિ જૂના વખતમાં હતી, એમ જ્યારે જાણ્યું ત્યારે તે કાળની તારીફ કરવા લાગ્યો અને હાલના સમયમાં આ ગામમાં આવું ચાલે છે, તે જાણી ભારતવાશીઓનાં વખાણ કરવા લાગ્યો. ગોત્રોચ્ચાર થયા પછી મંગળફેરા ફેરવ્યા એટલે એક દિવસનું પરણેતર પુરૂં થયું પછી તરતજ જમણની તૈયારી થઇ.

સર્વને માફક આવે એમ પાટલા નાંખી રંગોળી પુરી દરેક પાટલે એક એક અબોટીયું અને જળપાત્ર મેલી પત્રાળી ઉપર સર્વ સર્વને ઠેકાણે બેઠા. પછી જમણ પીરસ્યાં તેની સાદી અને સ્વાદીષ્ટ સામગ્રી તથા રીતભાત જોઈને જમનારની તથા જોનારની પણ આંતરડી ટાઢી થઈ ગઈ. આ કામમાં દેશાઈજી સાહેબની ઘણીજ મદદ હતી, તેથી પંડ્યાજી પણ પ્રસિદ્ધ થઈ ગયા. પંડ્યાજીની આબરૂ વધ્યાથી તે દેશાઈના આશ્રિત છે એવું જાણી દેશાઈની પણ આબરૂમાં ઘણો ઉમેરો થયો. કહ્યું છે કે જે મોટું માણસ પોતાના આશ્રિતને વધારે માન અપાવે ને આપે તેનું માન ભૂમિતિ શ્રેણી પ્રમાણે વધે છે. જેમ કિમ્મતવાળો એક એકડો છે તેને મીડું જે કિમ્મત વગરનું છે તેને એકડાની પછાડી મૂકે તો તે એકડો દશાંશ થાય ને તેની કિંમત હોય તેનાથી ઓછી થઇ જાય છે, પણ જો તેજ નહિ ગણત્રીવાળું મીડું એકડાની આગાડી મૂકે તો તેની કિમ્મત એકને બદલે દસ અને સો થાયછે. એમ કીંમત ભૂમિતિ શ્રેણી પ્રમાણે વધેછે, તેમજ મોટા માણસ તેના નોકરને આબરૂ આપે તેમ તેની કીંમત વધે છે. એવી રીત પંડ્યાજીની સાથે તેમના યજમાન દેસાઈજીની આબરૂની વધારે ખ્યાતિ થઈ. બીજે દિવસે ચરભક્ષ થયો તે વખતે જાનૈયાનાં જોડકણાં એવાં સરસ ગાયાં કે જાનના સારા સારા ગૃહસ્થો અને વિદ્વાન પુરૂષો દંગ થઈ ગયા. અને તે વખતે જાનમાં પાઠશાળાનો એક મુખ્ય અધ્યાપક આવ્યો હતો. તેણે પોતે એક પુસ્તક લખવા વાસ્તે બધી બાબતો લખી લઇ પછીથી વિવાહવિધી નામનું એક પુસ્તક બહાર પા-

ડયું. ત્રીજે દિવસે પહેરામણી થઈ, તે પણ યથાયોગ્ય કરી હતી. પાન સોપારી લેવા ગામ પરગામના લોકો આવતા તેમનો આદરસત્કાર ઠીક થતો. એવી રીતિએ વિવાહ એક મેળારૂપ થઈ પડયો હતો. જેમ વરને જોઈને કન્યા પક્ષનાં ખુશી થયાં તેમ કન્યાને જોઈને વર પક્ષનાં કંઈ ઓછાં ખુશી થયાં ન હતાં એમ ખુશી આનંદથી વિવાહ ક્રમ પુરો થયો, એટલે જાન વિદાય કરવાની તૈયારી થઈ. તે વખત પંડયાએ પોતાની યોગ્યતા કરતાં પણ આદર સત્કાર સારો કર્યો. એ કામમાં દેશાઈજીની મદદ બહુ સારી હતી, તેથી ઠાઠમાઠ સાથે અને મોટા દબદબા સહિત માન પ્રતિષ્ઠા સાથે લગ્ન મુહૂર્ત પાર પડયું. જાનને વિદાયગીરી આપી કે દેશાઈએ અત્યાગ્રહથી પરોણા રાખ્યા દેશાઈની શ્રદ્ધા, ખરો ભાવ, અને પોતાને તથા પોતાના સસરાને ખરેખરા મદદગાર તેથી સસરાના લાભને માટે આમંત્રણ સ્વીકાર્યા વગર છૂટકો થયો નહિ. તે દિવસે રહ્યા ને બીજે દિવસે બારીષ્ટરનો જુનો મિત્ર અને અસીલ તેથી તેને પણ ના કહેવાઈ નહિ, એ પ્રમાણે બે દિવસ રોકાયા પછી ત્રીજે દિવસે પરાણે વિદાયગીરી લીધી. કન્યાને પણ સારૂં મુહૂર્ત હતું, તેથી વળાવવી પડી. લગ્ન વિધિ પાર પડયા પછી માંડવો છોડવાની તૈયારી કરી. એતો ખરૂં છે કે માંડવો બાંધવા સઘળા આવે પણ છોડવા આવનારા થોડા. પરાકાષ્ટાએ માંડવો છોડી જાન વિદાય કર્યા પછી ઓછામાં ઓછા પંદર દિવસે સર્વ ઠેકાણે બેઠાં ખર્ચનો અડસટો કહાડયો તો તેમાં પણ ધાર્યા કરતાં ૨૦૦) રૂપિયા વધારે થયા, તેથી તે બસેં અઢીસેંની ત્રેવડ કરવાની આવી પડી. દેશાઈને કહી મી-

હા ઝાડનું મૂળ કહાય નહિ, એમ ધારી શાહુકારને ખાતુ પાડી આપ્યું. ગામના નાણાવટીઓમાં પંડયાની શાખ પહેલા નંબરની હતી તથા જૂઠું નહિ બોલવાનો પંડયાજીને નિયમ હતો, તેથી ત્રણ વર્ષમાં એ દેવું વાળીશું એમ કહ્યું તે વચન શાહુકારે માન્યું. પંડયાએ ધાર્યું કે કરકસર એ નાણું મેળવવાનો મુખ્ય રસ્તો છે, તેથી તેનો ઉપયોગ કરવા લાગ્યા. પોતાનો ઉદ્યોગ તલાટીની નોકરીનો હતો, તેથી ગામ ઉપર જારતી રહેવાનું ઠરાવ્યું અને એક વર્ષમાં દેવાનો અર્ધો અર્ધ ભાગ ઓછો થયો. શાહુકારને પણ તેમની રીતભાત જોઇ ખરેખરો વિશ્વાસ ચોંટયો એટલુંજ નહિ પણ પંડયાજી ઉપર ખરી શ્રદ્ધા ચોંટી તેથી કહ્યું કે પંડયાજી મહારાજ તમારૂં વ્યાજ અને અર્ધો અર્ધ રૂપિયા બાકી રહ્યા છે; તે હવે અમારે જોઇના નથી. માટે તે સઘળાની આ પહોચ લખી આપીએ છીએ તે લ્યો! ત્યારે પંડયાએ કહ્યું કે ધર્માપારેખ, એમ બને નહિ; કેમકે વ્યવહારમાં દેવાથી મુકત થવું એજ ખરેખરો માર્ગ છે, એમ હું માનું છું. કેમકે આ સંસાર સ્વપ્નવત્ છે, તો એમાં રહેલું સુખ અને દુઃખ એ પણ તેવાંજ છે, માટે મને જે હરકત પડતી હોય ને તમારા ધ્યાનમાં આવતી હોય તે ઉપર તમારે લક્ષ આપવું નહિ. તમે મારૂં કામ સાચવ્યું એ ઘણું કર્યું છે. આ સંસારમાં સઘળાં માણસને માથે દુઃખ અને સુખ આવી પડે છે તથા ઘણાંક દુઃખના દરિઆમાં ડુબેલાં છે તેની સાથે મારા દુઃખનો મુકાબલો કરૂંછું તો તે કંઇજ લેખામાં નથી. કેમકે કહ્યું છે કેઃ—

શ્લોક ॥ आयुर्वर्ष शतं नृणाम् परिमितं, रात्रौ तदर्धं

गतं, तस्यार्ध्यस्य परस्यचार्ध मपरं बालत्व वृद्धत्वयो:;
शेषं व्याधि वियोग दु:ख सहितं, सेवादिभिर्नीयते,
जीवोवारि तरंग चंचलमना: सौख्यं कुत: प्राणीनाम् ॥

અર્થ—મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું ગણીએ તો તેમાંથી અર્ધું તો રાત્રિમાં જાયછે, તેનું અર્ધ બાલ્યાવસ્થામાં અને વૃદ્ધાવસ્થામાં જાયછે, અને બાકીનો જે ભાગ રહ્યો તે રોગ, દુ:ખ અને સંતાપમાં જાયછે. એવી રીતે પાણીના તરંગ જેવો સંસાર છે તેમાં મનુષ્યોને સુખ ક્યાં છે, માટે મારૂં કહ્યું તે મારેજ છોડવું એજ સારૂં છે. તમે મને મદદ કરીછે એ મારા ઉપર મોટો પાડ કર્યોછે એમ કહી તેમના મનનું શાન્તવન કરી દેવું વાગવાને તેમનાથી બની તેટલી કરકસર કરવા માંડી.

બારીષ્ટર પરણીને પોતાની અર્ધાંગનાને તેડી લાવ્યા. તે જાતે ભણેલીગણેલી અને પરમેશ્વરની બીક વાળી હતી તથા તેનામાં સદ્‌ગુણો નામ પ્રમાણે વાસ પણ હતો. તે જોઇને તથા પોતાનાં સાસુ સસરાને સદ્‌ગુણી ને સારા સ્વભાવનાં જોઇને વિદ્યાતત્વરામને ઘણોજ આનંદ થયો, તેમ તેનાં માતપિતાને પણ સારાં સગાં મળવાથી આનંદ થવામાં બાકી રહી નહિ. પહેલીવાર સાસરે આવેલી કન્યાનું ધર્મ ઉપર વલણ અને સદ્‌જ્ઞાનવૃત્તિ જેમ એક સંસાર રહિત દઢભકતને ઇશ્વર ભરગુ ઉપર પ્રીતિ થયાથી પોતાના પૂર્વાશ્રમનું દુ:ખ ભૂલી જાય, તેમ બારીષ્ટર પહેલાંનું દુ:ખ તદન ભૂલી ગયા અને નવા સંસારક્રમનો આરમ્ભ કરવા માંડયો. "જેમ પુત્રનાં લક્ષણ પારણામાં અને વહુનાં લક્ષણ બારણામાં" એ મુજબ સંસારમાં સુખી થઇશું એવાં ચિન્હ જણાવવા માંડ્યાં. થોડા દિવસ પછી કન્યાને

પિયર તેડવા માટે પંડ્યાએ પોતાના સગાને મોકલેલો તે તેડીને લાવ્યો એ વખતે બારીષ્ટરે પોતાની સ્ત્રીને સંસ્કૃત અને ઇંગ્રેજી જ્ઞાન આપવાનો યોગ્ય બંદોબસ્ત કર્યો હતો, તે એવી રીતે કે પોતાના અસીલના છોકરાને ભણાવવા સારૂ એક સારા કેળવાએલા સદ્‌ગુણી માસ્તરને મોકલ્યો હતો તેની સાથે પોતાની પત્નીને પણ ભણાવવાનો બંદોબસ્ત કર્યો હતો, તે પ્રમાણે તે માસ્તર હરરોજ ત્રણ કલાક તેમના અસીલના છોકરાને ભણાવવા આવતો હતો. તેની સાથે બાઈ પણ ઇંગ્રેજી ને સંસ્કૃત અભ્યાસ ચલાવતી હતી તેથી વિદ્યાતત્વરામની સાસુ ને સસરા રાજી રાજી થઈ ગયાં. આ હકીકત પેલો અસીલ નવીનપુરથી બારીષ્ટરને લખી મોકલતો હતો. તે વાંચીને તેને પણ બહુજ આનંદ થતો હતો. બાઈની ભણવામાં એટલી બધી હોંશ રહેતી હતી કે તેણે બે વર્ષમાં સંસ્કૃતની ત્રણ ચોપડીઓ તથા ઇંગ્રેજીમાં સારો અભ્યાસ કર્યો હતો. તેની સાથે એ બાઈના ભાઈનો પણ અભ્યાસ ઠીક ચાલતો હતો. બાઈને બરોબર પંદર વર્ષ થયાં એટલે ઋતુપ્રાપ્તિ થયા પછી તેને સાસરે મોકલવી જોઈએ, એવામાં મુંબઈ મોકલવાનો પત્ર આવ્યાથી અહીંથી માણસ મોકલવા લખ્યું તેથી કન્યાનો સસરો આવી તેને તેડી ગયો તેની સાથે તે બાઈ પોતાના ભાઈને પણ તેડતી ગઈ. તેમનો ગામડાનો આવો અભ્યાસ જોઈ બારીષ્ટરના ઓળખીતા બાબસ્તા અને દોસ્તો દીંગ થઈ ગયા. કન્યાનો વિવેક, લાવણ્યતા, નમ્રતા અને સદ્‌ગુણ એ તેના સ્વરૂપનું ખરેખરૂં ઝવેર અથવા ઘરેણુંજ હતું. બારીષ્ટરના કોઈ ઇંગ્રેજ મિત્રની સ્ત્રી શિક્ષણ આપવામાં તથા સાક્ષરમાં એક્કો કહેવરાવતી

હતી, તથા તેણે અર્થશાસ્ત્રનાં બે ત્રણ વાર્તિક-પુસ્તકો લખ્યાં હતાં તે બાઈ એનો ઇંગ્રેજી અભ્યાસ આટલી ઉમરે સારો થએલો જોઈ પ્રતીત થાય તેમાં વધારે નવાઈ નથી. સદ્‌ગુણી બાઈને પોતાનો અભ્યાસ વધારવાની ઘણી ખાએશ છે એવું જણાયાથી તેને ઇંગ્રેજી ગૃહિણીઓ (લેડીઓ)ની શાળામાં શિખવા બેસાડી. ત્યાંની મુખ્ય અધ્યાપકે તેને સારો અભ્યાસ કરવાની સૂચના આપી તે તેણે અન્તઃકરણથી માન્ય કરી પોતાના સાળાને પણ એક ઇંગ્રેજી નિશાળમાં બેસાડયો. પેલી સદ્‌ગુણીબાઈ ઇંગ્રેજી અભ્યાસ કરવામાં બહુજ મહેનત લેતી હતી, તથા રાત્રે વરની પાસે સંસ્કૃત શીખતી હતી એ અભ્યાસ એવો તો હોંશથી કરતી હતી કે તેણે ત્રણ વર્ષમાં બી.એ.ની પરીક્ષા પાસ કરી પદવી મળવી. તે દરમિયાન તેના બાપ તરફથી તેડાવવાનો પત્ર આવ્યો ત્યારે તેણે સારૂ લખ્યું કે અમારો અભ્યાસ ચાલે છે તથી હું કે બાઈ બેમાંથી કોઈપણ આવી શકનાર નથી માટે આવશો તો ફેરો ફોગટ થશે. આપનું હેત અપૂર્વ છે અને તમારા જેવાં માબાપોનો ઉપકાર અમે જન્મપર્યંત તમારાં ગુલામ થઇને રહીએ તોપણ વળી શકે નહિ, તે અમે જ્યાં સુધી જીવીશું ત્યાં સુધી ભૂલનાર નથી. એવી રીતે ઘણાંજ વિવેકભર્યાં વચનો હમેશાં આ બાઈ લખતી હતી અને ઉપકાર માનતી હતી. એ બાઈ ભણવાની સાથે પ્રભુભજન, સ્તવન અને કીર્તન કરવામાં ઘણીજ કુશળ હતી. જો આપણે નીતિ અને બુદ્ધિની ખરી કેળવણીનું વિશેષણ આપવા ચાહીએ તો આજ બાઈને આપી શકાય બીજીને નહિ, તથા તે આનેજ શોભે બીજીને નહિ. પોતાનો અભ્યાસ પુરો થયો ત્યાર પછી

તે સંસારિક કામમાં પડી. સોનું ને સુગંધ એ બે વાનાં તેને અને તેના પતિને મળ્યાં એટલે સુખનું તો પૂછવુંજ શું? ધણીનો રોજગાર પણ ઉત્કૃષ્ટ ચાલવા લાગ્યો પતિ જ્યારે થાકયા હોય કે પોતાના કામથી કંટાળી જાય ત્યારે નીતિ સાથે હાસ્યવિનોદથી વાર્તા કરી ધણીનું મન પાછું તાજું કરે અને તેના કામમાં એનાથી બને એટલી મદદ આપે. આવું ગુણનું, વયનું, જ્ઞાનનું, સદ્ગુણનું અને ધર્મનું સજોડું મળવાથી તે બેઉના સુખમાં બાકી રહી નહોતી. એવી રીતે એ સ્ત્રી પુરૂષ બંને નાતજાતમ દાખલારૂપ થઇ પડયાં હતાં તથા ધર્મરહિત સ્ત્રીપુરૂપને ધર્મબોધ આપતાં હતાં, એવાં ધર્માત્મા નીવડયાં હતાં. પ્રભુની કૃપાથી તે બાઇને સારો દિવસ આવ્યો. તે વખત બીજી અજ્ઞાન સ્ત્રીઓ જેમ લાવો લેવાની વાતો કરેછે તેમ તેણે કર્યું નહિ; પરન્તુ કંઇપણ સુધારો થાય અને લોકોમાં આબરૂ વધે એવી રીતે ચલાય તો સારૂ એવો મનમાં ઠરાવ કર્યો, એ કારણથી સીમંતની ન્યાત કરવાનો જે ધારો એમની ન્યાતમાં હતો તે પહેલોજ બંધ કરવાને વાસ્તે પોતાના ધણીને ત્રણે ત્રણે પ્રકારે વિનવ્યો એટલુંજ નહિ પણ પોતાનાં સાસુ સસરાને સમજાવીને એ પક્ષમાં લીધાં અને શાસ્ત્રવિધિ પ્રમાણે ક્રિયા કરવાની ના કહી નહિ એ પ્રસંગ ઉપર બાઇએ સ્ત્રી અને પુરૂષવર્ગમાં નામના થવાને બાળરક્ષણવિધિ નામનું ગદ્યપદ્યાત્મક પુસ્તક રચીને પ્રસિદ્ધ કરી સર્વજ્ઞાતિ અને મિત્રોમાં ભેટ મોકલ્યું. તથા પુસ્તકશાળાઓમાં પણ મફત વાંચવા મોકલી દીધું. તે પુસ્તકના પ્રથમ મુખપૃષ્ટ ઉપર સ્વધર્મવર્દ્ધક મનોરંજક કવિતા લખી હતી. એ પ્રસુત ગયા પછી તે બાઇને પેટે પુત્રરત્નનો પ્ર-

સવ થયો. તે ભણેલી ને બાળકની માવજત કરવાનું પુસ્તક રચેલું તેથી માવજત કરવામાં હોંશીઆર, વળી પૈસાટકાની પંચાતી નહિ, તેથી પુત્ર આરોગ્યતાથી મોટો થતો ગયો. પુત્રને ત્રણ વર્ષ પુરાં થયાં નથી એવામાં કન્યારત્નનો જન્મ થયો. તેને પણ સારી રીતે ઉછેરી. એમ છોકરો ને છોકરી દિવસે ન વધે એટલાં રાતે વધે ને રાતે ન વધે એટલાં દહાડે વધે એવી રીતે મોટાં થતાં ગયાં. છોકરાની ઉમ્મર આઠ વર્ષની થઈ એટલે તેને ઉપનયનસંસ્કાર કરવાનું મુહૂર્ત લીધું. તે વખત પણ ન્યાતિભોજન કરવાનું સ્ત્રીપુરૂષ બંનેને દુરસ્ત લાગ્યું નહિ, પણ પોતાના વડીલો તથા નાતના લોકોને કેવી રીતે સમજાવવું તેનો વિચાર કરવા લાગ્યાં. વળી એ વખતે તેમનું નાતજાતમાં મોટું માન્ય હતું, અને તેમના વચનને કોઈ ઉથાપે એવું નહોતું, તથા સ્ત્રીએ બાળરક્ષણવિધિ નામની જે ચોપડી પ્રગટ કરી હતી તે ઘેરઘેર અને ઠેકાણે ઠેકાણે વંચાતી હતી તેથી ગ્રન્થકર્ત્રી તરીકે તે બાઈનું માન નાતજાતમાં ઓછું નહોતું. તે ચોપડીથી ઘણી સબારીઓ નીવડતી હતી, તેથી તથા સંસ્કારનું જમવું એ નિષેધ છે એમ શાસ્ત્રોક્ત વચનથી સિદ્ધ કરી બતાવ્યું હતું તથા તે દિવસે જમવાનો ચાલ નહોતો. તેના નિમીત્તનું જમવું તે પણ તેટલેજ દરજ્જે અયોગ્ય છે, એમ સિદ્ધ કરી બતાવીને એ ચાલ બંધ કરાવ્યો તથા તે નીમિત્તના જે પૈસા ખરચ્યા તે પણ પરોપકારના કામમાં કાઢ્યા. આ વખતનું પ્રસ્તુત યાદ રહેવાને સંસાર વિધિ નામનું બીજું પુસ્તક સ્ત્રીપુરૂષ બંનેએ મળી છપાવી પ્રસિદ્ધ કર્યું અને તેનું નાતમાં લાણું કર્યું આ તેમનો દાખલો જોઈને બીજાં પણ પુસ્તકો બનાવવા લાગ્યાં. સ-

વારસાંજ ઈશ્વરભજનમાં તેમનો કાળ જતો એવી તેમની વૃત્તિ ઈશ્વર ઉપરજ ચોટેલી હતી તેથી તેમનાં છોકરાં પણ તેવાંજ થવાનાં ચિન્હ જણાવા લાગ્યાં. બારીસ્ટરને ઓ-ફીસનું કામ એટલું બધું હતું કે એક ક્ષણની પણ નવરાશ મળે નહિ, તોપણ તેવા કામમાંથી પોતાનો બખત કાઢી તે કાળ પરમાર્થમાં રોકતો હતો. એવી રીતે તે સ્ત્રીપુરૂષ પોતાનો સંસારવ્યવહાર જેને આનંદગૃહ કહેછે તેજ પ્રમાણે ચલાવતાં હતાં. લોકકલ્યાણાર્થનાં કામ કરવામાં તેમણે લોકોની સારી પ્રસંશા મળવી હતી એટલુંજ નહિ પણ લોકોને તેમણે પરોપકારની રીતભાત સારામાં સારી બતાવી હતી. કેટલાક ધર્મપન્થના લોકો અના-શ્રય, ધર્મશાળા, સદાવૃત્ત, વગેરે કરાવે છે તેને બ-દલે તેમણે ઉદ્યોગશાળા, નિરાશ્રિતાલય, સદ્ધર્મશિ-ક્ષણશાળા, વગેરે બાંધવાને અને ઉઘાડવાને ફન્ડ ભેગું કરી એ આશ્રયો ચલાવવા માંડયાં. એ સ્થનોમાં જે કોઈ દાખલ થાય તેમનો યોગ્યાયોગ્યનો સદ્ વિચાર કરી ઘટે તેવી વ્યવસ્થામાં કામે લગાડવામાં આવતાં. આ પ્રમાણે તેમનો સંસારક્રમ ઉત્તમ પ્રકારે ચાલતો હ-તો. થોડે દિવસે સદ્‌ગુણી બાઈને બીજો પુત્ર પ્રસંગ્યો. તેથી કુટુંબમાં ઘણો આનંદ વ્યાપી રહ્યો, અને તે છોકરો મોટો થયાથી તેને પણ ઉપનયનનો (જનોઈનો) સંસ્કાર કરાવ્યો. તે છોકરાનો પહેલા છોકરાની માફક વિ-દ્યાભ્યાસ ચાલુ રાખ્યો. તેમની સાથે ધર્મ શીક્ષણ પણ બંને પુરૂષ પત્ની આપતાં હતાં, તેથી છોકરાં સારાં ની-વડે તેમાં પૂછવાનુંજ બાકી રહેતું નથી. તે કુટુંબ જ્ઞાન સંપત્તિ, દ્રવ્ય સંપત્તિ, સુકુટુંબ સંપત્તિ ઈત્યાદિ સંપત્તિ-

ઓએ ભરપૂર હતું તેથી તેમના સુખની કંઈ પણ ન્યુનતા રહી ન હતી. દરરોજ ઉદ્યોગશાળા, નિરાશ્રિતાલય, સદ્ધર્મ શિક્ષણ શાળાની સંભાળ બેઉ દંપતિ લેતાં હતાં, તથા તેમના ઉપરી પણ સારામાં સારા લાયક હોય તેવાજ તપાસ કરીને રાખ્યા હતા, તે પણ ઘણા સુધરેલા અને ધર્મશીળ હતા તેમાં દુર્ગારામ મહેતાજી મુખ્ય હતા. એમનું ડહાપણ, એમની રીતભાત સર્વોત્કૃષ્ટ હતી. એક વખતે એક માગવા આવનાર બ્રાહ્મણને મહેતાજી સાહેબ અસરકારક બોધ કરતા હતા. તે સાંભળી વિદ્યાતત્વરામને તેમની અર્ધાંગના સદ્‌ગુણીબાઈ ખુશી ખુશી થઈ ગયાં. તે બોધનું સંક્ષિપ્ત વર્ણન નીચે મુજબ બતાવવું દુરસ્ત ધારવામાં આવે છે.

## ભિખારીની વાત ૧ લી.

એક વખત એક બ્રાહ્મણ એ ઉદ્યોગશાળામાં આવી. દ્વાદશી વિશ્વરૂપવર્ણી કરી માગવા લાગ્યો. ત્યારે દુર્ગારામ મહેતાજી તેને કહેછે કે હે મહારાજ, ભિખારીને શક્તિ હોવા છતાં તેને જે દાન આપે છે તે દોષિત થાય છે એવું મારા વિચારમાં આવેછે, કેમકે ઉદ્યોગ કરવાની જે શક્તિ તેનું ભિખ માગવાથી વગર મહેનતે મળેછે તેથી હરણ થાય છે, માટે તે ભિખારીને જ્યારે કોઈ આપનાર મળતું નથી ત્યારે ભૂખની વેદનાએ વધારે દુઃખી થાય ત્યારે એને પહેલી ભિખ આપનારા ઉપર ગુસ્સો આવેછે, અને તેના ઉપર ઘણા નિસાસા મૂકે છે; માટે અહીંતો એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે જેને શક્તિ હોય તેને ઉ-

ગ્રોગ કરાવ્યા સિવાય મદદ આપવી નહિ, માટે તમે જો આ ઉદ્યોગશાળામાં કામ કરશો તો તમને નિયમીત આપવામાં આવશે. સંસારીને તો ભિખ માગવીજ ન જોઇએ. એ બાબત હું તમને એક ધર્મમાં કુશળ અને ખરેખરા સાધુ પુરૂષની વાર્તા કહુંછું તે સાંભળવાની તમારી મરજી હોય તો સાંભળો અગર ન હોય તો ચાલ્યા જાઓ, અને તમારી નજરમાં આવે તે કરો. મહારાજે કહ્યું સંભળાવો તો બહુ સારૂં. તેને દુર્ગારામ મહેતાજી નીચેની વાર્તા કહેછે.

## જ્ઞાનાનંદ મહાત્માની વાર્તા.

કલકત્તા નગરીમાં જ્ઞાનાનંદ કરીને એક મહાત્મા રહેતો હતો. તે બહુજ ધર્મનિષ્ઠ અને આત્મજ્ઞાનનો સંપૂર્ણ અભ્યાસી હતો. તેની સાથે તેની રહેણી કરણી એવી તો સારી હતી કે તે ઉપરથીજ સુજ્ઞજનોને ધાર્મિક બોધ મળતો. એ મહાત્મા લોકોને જ્ઞાન માર્ગના બોધ સિવાય બીજુ કંઇજ કામ કરતો નહિ. એમને પોતાના પેટને આધાર જેટલી ભિક્ષા મળી એટલે બીજી કંઇપણ વસ્તુની અપેક્ષાજ રહેતી નહિ. એવા નિઃસ્વાર્થી ખરા માણસની સેવા કરવાનું કોને મન ન થાય? જેઓ એ બોધ લેવા જતાં અથવા જેને તેમનો પરિચય થતો તે સર્વને એ પોતાના પ્રાણ કરતાં વધારે વહાલો હતો. સદ્ધર્મ અને ભગવત્ વાર્તા સિવાય જેની પાસે બીજી વાતજ નહોતી તો કોઇની નિંદા તો કરેજ ક્યાંથી? કોઇ તેમને ક્રોધના આવેશથી પ્રશ્ન પૂછે અથવા બોલે તો તેમને ધીમાશથી જવાબ આપે તથા શાસ્ત્રીય (શાબ્દ પ્રમાણ) યુક્તિ અને ન્યાયથી તેના મનનું એવું તો સમાધાન કરે કે

સાંભળનારને કોઈપણ પ્રકારનો બીજો પ્રશ્ન ફરીથી પૂછ-વાનો રહેજ નહિ તથા પૂછવાનું પ્રયોજન પણ રહે નહિ, તેથી તે મહાત્માનો મત તેમનાથી ઉલટા મતના હોય તેમને પણ મંજુર રાખવો પડે; તેમ છતાં તેમને પોતાનોજ કક્કો ખરો છે એવું અભિમાન સરખું એ નહોતું, તથી તેમનું વજન આખી કલકત્તા નગરીમાં અ-ધિક અધિક વધતું ગયું. સાચમાં તફાવત કોઈ દિવસ પણ પડે નહિ. તેમ ખોટાનું સાચું ન થાય એવું યથા-સ્થીત સ્પટીકરણ કરી ઘણા જણને ધર્મ શિક્ષણ આપતા હતો. તેની સામેની હારમાં એક વેરાગીને વેશે રાત્રિ દિવસ હાથ કૂટનારો રહેતો હતો. તે બિચારો સવારથી તે રાતના દશ વાગતા સુધી હાથ કૂટ કૂટ કરે ત્યારે પરાણે ત્રણ આનાના પૈસા પેદા કરે તેવડે પોતાનું ઉદર પોષણ પરા કાષ્ટાએ ચલાવતો હતો. તે જોઈ એ મહાત્માના મનમાં એ હાથ કૂટનારાનું કલ્યાણ કરવાના વિચાર ઉત્પન્ન થયા, તેથી તેને પાસે બોલાવીને પૂછ્યું? ભાઈ તું સવારથી તે રાતના દશ વાગતા સુધી તારા હાથ શાવારતે કૂટ કૂટ કરેછે? તારા હાથ શું કરવા દુઃખવે છે? ત્યારે તેણે જવાબ દીધો કે મહારાજ પેટની પંચાતીને માટે એ બધું કરવું પડે છે, તે છતાં પણ જીવને આધાર મળે એટલુંએ જડતું નથી અને મહા મુશ્કેલ થઈ પડે છે. ઘરમાંથી સર્વ-સ્વ જતું રહ્યાથી કંટાળીને અહીં આવ્યો તો અહીં પણ એમજ થાય છે અને કેટલીકવાર તો ન મળ્યાથી કડાકાજ કરવા પડે છે. કહેવતછે કે "ઘરના ઉઠયા વનમાં ગયા તો વનમાં લાગી લાય" તથી મારા નસીબને કૂટું છું. ત્યારે સાધુના મનમાં આવ્યું કે આ ઢોંગી નથી માટે એને

બિચારાને બોધ મળે તથા એનું ઉદર પોષણ થાય એવું બતાવું તો સારૂં; એવા વિચારથી તેને કહ્યું કે "ભાઇ કાલથી તારે અહીં આવવું અને હું કહું તેજ પ્રમાણે ચાલવું ખાધા પીધાની અને લુગડાં લત્તાંની તારે લેશ માત્ર પણ ફિકર રાખવી નહિ, તેની સાથે સરત એટલી કે હું કહું એટલુંજ તારે કરવું પડશે; અને તને જે કંઇ મળે તે તારે અહીં લાવીને મૂકવું એમાંથી કંઇપણ પાસે રાખવું નહિ હો, એ જે મળે તેની મારી નજરમાં આ- વશે તે પ્રમાણે વ્યવસ્થા કરીશ, એ બોલવું તે હાથ ફૂટનારે ઘણા માનથી કબૂલ કર્યું ને કહ્યું કે ભાઇ મારે ખાવાનાજ સાંસા છે તો પૈસા ટકાની તો આશાજ હું શું કરવા રાખું? આપ કહેશો તેજ પ્રમાણે હું ચાલીશ. પછી મહાત્માએ તેને ખવરાવ્યું ને રાત્રે સૂવાની જગા આપી. બીજે દિવસે સવારે તે વૈરાગીને કહ્યું કે ભાઇ આ લૂગડું લેઇ જા અને હુગલીના કાંઠા ઉપર જ્યાં ઘણાં બાઇ ભાઇ સ્નાન કરવા આવે તે જગાએ આ લૂગડું નાખી એક પગે ઉભા રહી હું આ પરમેશ્વરની ભક્તિનો મંત્ર આપું છું તેનો જાપ સૂર્ય તરફ નજર કરી કર્યાજ કરવો, ને સાંજે લૂગડામાં જે એકઠું થાય તે લેઇને પાછું અહીં આવવું. તે પ્રમાણે પેલા વૈરાગીએ નદી ઉપર જઈ લૂગડું પાથરી મંત્ર જાપ કરવા માંડયો. ભોળાં મનુષ્ય જે સ્નાન કરવા વાસ્તે આવે તે એ વૈરાગીની સૂર્ય તરફની એકાગ્રતા જોઈ ધારે કે આ કોઇ મહા તપસ્વી છે એમ ધારી તેની પથારીમાં કોઈ પાઇ, કોઇ પૈસો, કોઇ બે આની, કોઈ પાવલી, કોઈ અર્ધો, કોઈ રૂપિયો, અને કોઇ દાણા એમ જેની નજરમાં આવે તે નાખે. એવી

રીતે કરતાં સાંજ પડી એટલે સઘળું ભેગું કરી લાવીને પેલા મહાત્મા આગળ મૂક્યું. મહાત્માને પોતાની ધારણાની સિદ્ધતા થઈ કે એ ખરેખરો એક માર્ગી છે અને એનામાં કૂડ કે કપટ કંઇજ નથી માટે એને આપણા ઉપદેશનો બોધ ખરેખરો લાગશે. પેલા લૂગડામાં જે ભેગું થએલું તે સર્વની ગણતરી કરી તો રૂ. ૫૦) ની મતા માલુમ પડી. મહાત્મા સ્વામીએ કહ્યું કે ભાઈ હું તને કંઈ જ્ઞાન માર્ગ બતાવવાની ઇચ્છા રાખું છું, તે પહેલાં મારે જાણવું જોઈએ કે તારે સંસારી રહેવું છે કે ત્યાગી રહેવું છે! તે મને જણાવ, કેમકે સંસારી રહેવું હોય તો તેવી અને ત્યાગી રહેવું હોય તો તેવી જેવી ઇચ્છા હોય તેવું જ્ઞાન બતાવું, તે તારા હૃદયમાં ગ્રહણ કર. તારે તારા ગુજરાનની ફિકર લગાર પણ રાખવી નહિ, કેમકે સામેની હવેલીમાં દ્રવ્ય શર્મા કરીને ધનાઢ્ય મારવાડી મારો નૈષ્ઠિક શિષ્ય છે તે તારૂં ભરણ પોષણ તથા લૂગડાં લત્તાં વગેરે જે જોઈએ તે આપશે અને યોગ્ય સત્કાર કરશે; માટે તારે એ સબંધીની કાળજી લગાર પણ રાખવી નહિ. મારો દેહ હશે ત્યાં સુધી તો તારે ભય નથીજ ને પછીને વાસ્તે હું ઉપર પ્રમાણે બંદોબસ્ત કરૂંછું, તેથી તને કંઇ પણ હરકત રહેશે નહિ એમ હું માનું છું; માટે તારા મનમાં સંકલ્પ વિકલ્પ જે થતા હોય તે સુખેથી કહેજે. ત્યારે તે વૈરાગીએ કહ્યું કે હે મહાત્મા મારે બાઇડી કે છોકરાં કોઈપણ રોનાર નથી. જાતે એકલોજ છું અને પચાસપંચાવનનાં પળીઆં આવવા લાગ્યાં છે, નેત્ર રૂપી નગરી નબળી પડી ગઈ છે, કર્ણપુરી ઉજડ થવા માંડી છે, દાંતાનો કોટ ભાગવા માંડયો છે; માટે હવે પરણવાનું કરૂં તો કોઈ

કામ દેનાર મળે તો તે પણ નકામું છે તથી "અસમર્થો ભવેત્સાધુઃ" પ્રમાણે સંસાર માંડવાની મારી બિલકુલ ઇચ્છા નથી. મારે મારવાડી શાહુકાર કે રાજા કોઇનું કામ નથી, તમારા આટલા બોધથીજ મને ખરૂં જ્ઞાન થયું છે, અને હાથ ફૂટતો અટકોએકું તો મને મારા આત્માનું કલ્યાણ થાય એવું જ્ઞાન બતાવશો તો મોટામાં મોટો ઉપકાર થશે ને પ્રભુ તમારૂં ભલું કરશે એવી આશીષ દેઇશ. એ જ્ઞાન સિવાય મારે બીજું કંઇ જોઇતુંજ નથી. ખાવાને અન્ન અને પહેરવાને લૂગડાં તમારા આશીર્વાદથી મળી રહેશે એની હવે મને ફિકર નથી. પછી મહાત્માએ તેને ગુરૂ થઇ આત્મજ્ઞાન અને બ્રહ્મજ્ઞાન ભણાવવા માંડયું. બીજે દિવસે પેલો વૈરાગી નદી ઉપર જવા નીકળ્યો ત્યારે મહાત્માએ કહ્યું કે હવે તમારે ત્યાં જવું નહિ. એતો તમને ચમત્કાર જોવાનેજ મોકલ્યા હતા. હવેથી હું જ્યાં ભિક્ષાએ જાઉં ત્યાં તમારે આવવું, અને મારી પાસે સુખેથી અધ્યયન કરવું. એ પ્રમાણે પેલા સ્વામીએ પેલા વૈરાગીને ભિખ માગવાની મૂકી દેવરાવી સારે માર્ગે ચઢાવ્યો. આવા મહાત્મા મળે ત્યારેજ આત્મજ્ઞાન અને ઇશ્વરનું અસ્તિત્વ પૂર્ણ સમજાય. આ ભારત દેશનું હિનભાગ્ય છે કે જ્યાંથી જ્ઞાન મળવાનું છે. અને જે જ્ઞાન મળવાનાં ઠેકાણાં છે તેજ અજ્ઞાનરૂપી અન્ધકારમાં ડૂબી ગયાં છે, જ્યાં નાણાં છે ત્યાં તે નાણાં એવા તો કારાગૃહમાં પડ્યાં છે કે તેને સૂર્ય ચન્દ્ર કે તારાનો પ્રકાશ સરખોએ પહોચી શકતો નથી, નાણાંનો ઉપયોગ કરનારા એવા ઉત્પન્ન થયા છે કે તે દેશને દિવસે દિવસે દરિદ્રતામાં નાખે છે. જે બ્રાહ્મણો જ્ઞાનનો ઉપદેશ કરનારા

તે બાલમણે અભણ થઈ ભિખ માગીખાઈ આળસું બને છે. પેલા મહાત્માએ પેલા ઉપજેલા પૈસા ધર્મશિક્ષાગુના કામમાં ખર્ચ્યા, કેમકે તે પૈસા તેમને કામનાજ નહોતા. મહાત્માની એવી તો વખાણવાલાયક રીત હતી કે તે લોકોને ત્યાગી કરી સંસાર ઉપર દુર્લક્ષ કરાવતો નહિ, તેમ વાડા બાંધીને આચાર્ય થાઉં એવો પણ તેમનો હેતુ નહોતો. એમનો મત એવો હતો કે એક ઠેકાણાના લોકો ઇશ્વરજ્ઞાનમાં સમજતા કે તેઓ બીજે ઠેકાણે જતા. એમનો મત એજ હતો કે દેશમાં ધર્મસંપત્તિનો વધારો કરવાને આ કાયાથી જેટલો બને તેટલો ઇશ્વરની સહાયતાથી ફેલાવો કરવો. ભિખારીઓ ભિખ માગતા તે એમને પસંદ પણ નહોતું; કેમકે તેઓ કહેતા હતા કે માણસમાં જ્યાં સુધી શક્તિ છે અને તે શક્તિવડે ઉપાર્જિત થાયછે ત્યાં સુધી બીજાના આશ્રય ઉપર રહેવું અને તેની મહેનતમાં ભાગ પડાવવો એ મોટામાં મોટો અપરાધ છે. પોતાની જેવી સ્થીતિ હોય તેવી સ્થીતિમાં રહેવાને સંતોષ માનતા. એક બે દિવસના કડાકા થાય તેની ફિકર ન કરતાં અનાસ્થાવાળાની પાસે માગવું એ ધીઃકારભરેલું છે એવો તેમનો નિશ્ચય હતો. એવા ધર્મશિળ સાધુના બોધથી આખી કલકત્તા નગરીમાં ધર્મપસાર થયો. વેદાંત, ન્યાય, વ્યાકરણ ઇત્યાદિ શાસ્ત્રનું જેને જ્ઞાન હતું તે તો લેશમાત્ર પણ એમનાથી ભિન્ન નહોતા, ને જેને શાસ્ત્રનું જ્ઞાન નહતું તેમને ચાલતી ભાષામાં સમજાવીને કથાવાર્તા કરી તેમના મનમાં ધર્મનો પ્રવેશ કરતા, તથી શ્રોતાઓ પણ તેમના અનુયાયી થતા.

આ વાર્તા સાંભળી પેલા દ્વાદશી વિષ્ણુપર્વણી ક-

રનાર તો તેમાં તલ્લીનજ થઈ ગયો અને કહેવા લાગ્યો કે મહારાજ કાલથી તમારી ઉદ્યોગશાળામાં મને રાખો અને મારૂં નામ તેમાં દાખલ કરશો તો મારા ઉપર મોટો પાડ થશે, કેમકે હું ઉદ્યોગ શિખી મારૂં સંસારનું ગાડું નિભાવી શકવાને લાયક થાઊં અને આ ઉદ્યોગશાળાના કરનારને અને તમને સુખી થવાથી આશીર્વાદ દેઉં. પછી દુર્ગારામ મહેતાજીએ તેનું નામ દાખલ કર્યું, ને કહ્યું કે ભાઈ આ વાર્તા કહી તેના કરતાં વળી એક વાર્તા ચમત્કારિક અન્ય વર્ણને પણ દાખલો લેવાને અને સમજવાને યોગ્ય છે, માટે જો તમારી સાંભળવાની મરજી હોય તો બેસો ને ન હોય તો આ રસ્તો તમારો છે. વખત અમૂલ્ય છે તેનો ઉપયોગ કરવો હોય તો કરો અથવા શિખામણ સાંભળવાની મરજી હોય તો તે વાત કહું. ભિખારી મહારાજ બોલ્યા કે તમારી વાતમાં રસ પડેછે ને શિખામણ ઠીક હોયછે માટે બીજી વાર્તા કહો તો ઘણી મહેરબાની. તે ઉપરથી દુર્ગારામ મહેતાજીએ ભિખારીની બીજી વાત નીચે પ્રમાણે કહી.

## ભિખારીની બીજી વાર્તા.

( મૂળચંદ સોનીનો ઉપદેશ. )

પુના શેહેરમાં મૂળચંદ કરીને એક સોની રહેતો હતો તે પૈસાવાળો, ઉદ્યોગી, કુટુંબ કબીલાવાળો, બહુશ્રુત, વિવેકી તથા સુધરેલો હતો. તેની સાથે તેનું શરીર પણ દઢ હતું. એક દિવસ હાથમાં હથોડો લઇ એરણને રાખથી માંજી સાફ ચાંઘી જેવી કરી તેના ઉપર સોનાની લગડી ટીપે છે તે વખત એક વાણીઓ કંગાળ

થઇ ભિખ માગવા આવ્યો ને બોલ્યો કે મહારાજ, વાણિયાનો દીકરો ઘણો ભૂખ્યો થયોછું માટે કંઇ આપો તો સારૂં, પરમેશ્વર તમારૂં ભલું કરશે. મૂળચંદ સોનીએ પૂછ્યું તમે કોણ છો ? સવારના પહોરમાં અડંગો નાંખીને કેમ અડયા છો ? વાણિયે જવાબ દીધો ભાઇ સાહેબ હું જાતે વાણીઓછું અને ભૂખ્યોછું તેથી ભિખ માગવા આવ્યોછું અને જે કર્મ કોઇ દિવસ કર્યું નથી ને કરવાનું નથી તે કરવું પડે છે માટે અકળાઉંછું, પણ આ ભૂડું પેટ મૂકતું નથી એમાં વાંક મારા નસીબનો છે, બીજાનો નથી. ત્યારે સોનીએ કહ્યું ભાઇ નસીબનો વાંક શું કરવા કહાડે છે તારો પોતાનોજ વાંક છે એમ કેમ કહેતો નથી ? વાણીઆનો દીકરો તેમાં વળી વિશાશ્રીમાળીનો દીકરો ભિખ માગે ત્યારે તો જળને ઠેકાણે સ્થળ થઇ જાય ને મોટી નામોશીની વાત કહેવાય, માટે તું મને જવાબ દે કે કંઇ ભણ્યોગણ્યોછું ? ત્યારે ઉત્તર દીધો કે તે વાતનાજ વાંધા છે. સોનીએ કહ્યું કે તું મહેનત મજુરી કરવા જાય તો તારા પેટ જેટલું તો સુખેથી પેદા કરે ત્યારે ભૂખે કેમ મરે ? આ પુના શહેરમાં મોટાં મોટાં કારખાનાં છે તેમાંના એકમાં પણ મજુરીએ જાય તો પેટની તો પંચાત રહે નહિ. વાણીઆએ કહ્યું ભાઇ સાહેબ એ ખરૂં, પણ મારે તો "કરમ કઠણ ને કાયા સુંવાળી" એવું થયું છે. સોનીએ કહ્યું ભિખ માગે છે તેમાં શું મહેનત નથી કરવી પડતી ? એમાં પણ આ ઘેરથી પેલે ઘેર અને પેલે ઘેરથી આ ઘેર એમ ધક્કા ખાવા પડે છે. તેમાં શું મહેનત નથી ? મને તો લાગે છે કે એવા ધક્કા ખાવા તેના કરતાં એક ઠેકાણે મજુરી

કરવી એ વધારે સારૂં છે, માટે મનમાં ભિખ માગવાનું જે આવ્યું છે તે કહાડી નાંખવું જોઇએ. કહ્યું છે કે "સિંહ મરે પણ ઘાસ ન ખાય" તેમ ગમે તેવો બ્રાહ્મણ હોય તે વિદ્યાનો અભ્યાસ કરી બ્રહ્મવેત્તા બને અને તેવો સારો અભ્યાસ ન થાય તો બીજી વિદ્યા ભણી અગર ગોર જજમાની કરી કર્મકાંડ કરાવી ઉદ્યોગ કરી પોતાનું ગુજરાન ચલાવે; ક્ષત્રી હોય તે શૂરવિરપણાથી હથીઆર વડે રક્ષણ કરી કે રાજ મેળવી પોતાનું ગુજરાન ચલાવે; વૈશ્ય હોય તે વેપાર, ખેતી ઇત્યાદિક ધંધારોજગારવડે પોતાનું ગુજરાન ચલાવે; અને શુદ્ર હોય તે નોકરી કે ફેરાફાંટા ને ટાંપું કરી પોતાનું ગુજરાન ચલાવે; પણ એવું કોઇપણ ઠેકાણે લખેલું વાંચ્યું નથી કે સાંભળ્યું નથી જે ભિખ માગીને ગુજરાન ચલાવવું. માગવાનો ધંધો તો તમારા જેવા આળસુ થએલાએ કંઇપણ ન સુઝવાથી હાલના સમયમાંજ કાઢેલો લાગે છે. તું મારો જાતિ ભાઇ ને વૈશ્ય છે તેથી મને દયા આવે છે તથા તું ભિખ માગે તેમાં મને પણ નામોશી છે, તેથી કહુંછું કે ભાઇ ઉદ્યમ કર. તથા મારી સ્થીતિનો ઇતિહાસ હું કહું છું તે લગાર સાંભળ કે તેમાંથી તને કંઇ શિખામણ મળે તથા તારો સ્વાર્થ લગાર સુધરે, માટે જો તારી મરજી હોય તો મારી અથથી તે ઇતિ સુધીની હકીકત સંભળાવું? પેલે વાણીએ કહ્યું ભાઇ સાહેબ તમારી શિખામણ મને ઉપયોગી થઇ પડી છે અને તમારી હકીકત કહેશો તે સાંભળવાથી વધારે ઉપયોગી થઇ પડશે એમાં સંદેહ નથી, માટે તે કહેશો તો મોટો ઉપકાર થશે. મારે માટે હાલ ધંધો વાટ જોઇને બેશી રહ્યો

હોય એવું તો છેજ નહિ, માટે જોઇએ તેટલો વખત નકામો જાય છે. તેમાં એ વાર્તા સાંભળીશ એટલો તો કાળનો ખરો ઉપયોગ થશે.

**મૂળચંદ સોની પોતાની ઉપર વીતેલી બીનાની વાર્તા કહેછે-** મારો બાપ દોલતચંદ મુંબઇમાં મોટો ધનાઢ્ય અને કુટુંબકબીલાવાળો હતો. તેમને જે પૈસા મળ્યા તે રૂ અને બીજા વ્યાપારથી પેદા કરેલા ન હતા, પણ સોનાનો વ્યાપાર કરી તેમાંથી મેળવ્યા હતા, અને સોનીવાણિયાનોજ ધંધો કરતા હતા. તે એટલા બધા પૈસાવાળા હતા કે તેમની સાથે નાણાંની લીરધારનો વ્યવહાર ઘણા ધનાઢ્ય ચલાવતા હતા, તેથી ઘણા વાણોતર, ગુમાસ્તા અને ચાકરો તેમની પાસે હાજરને હાજર રહેતા હતા, તોપણ તેમણે મને સોનીનો ધંધો યથાસ્થિત શિખવ્યો હતો કે તે ઉદ્યમ વખતે ઘણો ખપનો થઈ પડે. તે ધંધાની સાથે મને નાનપણથીજ જીવ જાય પણ મહેનત વગર ખાવું નહિ, ને સોનું દેખીને રાજી થવું એ પાઠ દરરોજ શિખવતા હતા. કહ્યું છે કે જેને ઉદ્યમ નથી તેને ખાવાનો હક નથી. મરવા પડીએ પણ ઉદ્યમ કરીને તથા સોનું જોઇને રાજી થવું ને જીવતા ઉઠવું. એ શિખામણ જીવ જતાં સુધી ભૂલાય એવી નથી; કેમકે એ શિખામણનો મહાવરો તેમણે એટલો બધો રખાવ્યો હતો કે તે મારો આખરે સ્વભાવ થઈ પડી હતી, માટે ધંધો એજ ધન છે ને સોનું એજ સ્નેહી છે, એનો મને મારા મન સાથે નિશ્ચય થઈ ગયો હતો. મારા બાપે શિખામણ દઈ કહ્યું હતું કે આ રૂપીઆની થેલીઓ, આ વાડીવજીફા, આ ગાડી ઘોડા, આ કુટુમ્બસંપત્તિ, હમેશાં રહી નથી, રહેવી નથી, અને

રહેનાર નથી; એ શિખામણ મારી બાલ્યાવસ્થાથી તે આ વૃદ્ધાવસ્થા થઇ ત્યાં સુધી અજમાવી જોઇ તો ઘણા પૈસાદાર ગરીબ થઇ ગએલા ને ગરીબ પૈસાદાર થએલા મેં જોયા, માટે કોઈ વખત સંકટ આવી પડે તો તારે મુઝાવું નહિ એમ મારા બાપે કહી રાખ્યું હતું. એ મારા બાપનું વચન મેં મારા કાળજામાં કોતરી રાખ્યું હતું, તેજ મને આખરે બહુજ ઉપયોગી થઈ પડયું હતું; કેમકે મારી આ બધી સાહેબીમાં જ્યારે મારી પડતી દશા આવી ત્યારે મારૂં ઘર બળીને ભસ્મ થઈ ગયું, રાજ ઉપર આફત આવી પડવાથી મારાં વાડીવજીફો અને સ્થાવર-જંગમ મિલકત બધું તફરકે થઇ ગયું, અને દૈવી આપત્તિ આવી પડવાથી મારા વિશ માણસના કુટુમ્બમાંથી ફકત હું એકલોજ રહ્યો; તેથી મારા સગાને ઘેર આશ્રય વાસ્તે ગયો, તો ત્યાં પણ તેજ દિવસે રેલ આવ્યાથી તે બિચારાનું સર્વસ્વ તણાઇ ગયું તેની સાથે અધુરામાંપૂરૂં મારૂં પોટલું પણ તણાઇ ગયું, તેથી તે ને હું બેઉ સરખા થયા. એ પછી થાણામાં એક બીજા સગાને ઘેર ગયો તો જે દિવસે ગયો તેને બીજેજ દિવસે તેનો એકનોએક વિશ વરસની ઉમ્મરનો ભણેલોગણેલો અને પરણેલો છોકરો ગત થઇ ગયો. એવું થયાથી સગાંસાગવાં તથા ઓળખીતાં બાબરતાંમાં હુંજ અકારો થઇ પડયો. ઇશ્વરતારના નિયમ પ્રમાણે સર્વ થાય છે, તેમાં મનુષ્યનું કંઇપણ ચાલતું નથી, એવું કેટલાએક સમજતા હતા તે છતાં પણ હવે મને કોઇ ઘરમાં રાખે નહિ એવી મારી અવસ્થા થઈ પડી. હું નીકળીને ચાલતો ચાલતો પુના શેહેરમાં આવ્યો તે વખત વિચાર કર્યો કે કોઇને બારણે બેસીશ, તો

કંઇ વાંકું પડ્યાથી પગલાં ખોટાં છે, એમ સમજી બેસવા દેશે નહિ, માટે એક પડતર જગો કે જેમાં ઢોર સિવાય બીજું કોઇજ બેસે નહિ, એવી બાજીરાવ પેશ્વાના વાડા સામે હોજ હતો. તેની સામે હતી ત્યાં બેઠો. મારા બાપની શિખામણ પ્રમાણે વિચાર કરૂંછું કે સોનું કયારે દેખું? માગીને ખાવાની તો મારા બાપની મનાઈ મારા કાળજામાં કોરેલી હતી અને સોનું ઘડવાનો ધંધો સારો આવડતો હતો, પણ વિશ્વાસ આવ્યા વગર ઘડવા કોણ આપે? બારણા આગળ ઉભા રહેવાના સાંસા તો સોનું ઘડવાના દિવસ તો આવેજ શી રીતે. વાતચીત કરવાનીજ આશા ન હતી. ત્રણ દિવસ થયાં પેટમાં કડાકાજ હતા. પેશ્વાની જગામાં બેઠો હતો એવામાં પેશ્વા સરકારની સ્વારી આવી તે મને જોઇને ચાલ્યા ગયા, પછી બીજે દિવસે તેમની સ્વારી નિકળી તે વખત પૂછ્યું કે આ માણસ કોણ છે? ત્યારે પાસવાને જવાબ દીધો કે મહારાજ કોઇ ભિખારી છે. પછી તે તો સરકારવાડામાં ગયા, અને હું તો તેજ જગાએ અડંગા નાંખીને બેઠો. મનમાં સોનું સોનું ને સોનુંજ ઝંખતો હતો એવામાં સરકારવાડામાંથી કેટલીએક લોંડીઓ સોનાનાં વાસણ માથે મૂકીને મારી આગળ જે પાણીનો હોજ હતો અને મારાથી દેખાતો હતો; ત્યાં વાસણ માંજવા અને પાણી ભરવા આવી. તેમણે તે વાસણો માંજી સાફ કરીને પાણી ભરી પાછ તે માથા ઉપર મૂકી સરકારવાડામાં જતાં વાતો કરતાં હતાં. તે જોઇ હું ચાર દિવસનો ભૂખ્યો હતો તેમ છતાં પણ મારા ટાંટીઆમાં જોર આવ્યું. મને લાગ્યું કે તેમાંથી સોનું દરરોજ ઘસાયાં કરતું હશે, માટે

ક્યારે રાત પડે કે તે રજ ભેગી કરી ધોઇ તેમાંથી સોનું કહાડું. એ માટેજ પાણીનો હોજ પસંદ કરી અડંગા નાંખ્યા હતા. ધોએલાં વાસણ આગળની ધૂળ મેં રાત્રે ભેગી કરી ધોઈ તો તેમાંથી સોનાની કરચ એક વાલ નીકળી તે કહાડીને વેચી, તો મારા ધારવા પ્રમાણે સોનું નીકળ્યું નહિ તેમ મૂલ પણ આવ્યું નહિ, તો પણ તેના નાખી દેતાં આઠ આના ઉપજ્યા. તેથી મારા મનમાં નિશ્ચય થયો કે હવે દહાડાની ચાલ ફરી ખરી. તે સોનાના પેસામાંથી ત્રણ આનાનું ખાવાનું લેઇ ખાધું ને પાંચ આનાની હથોડી લીધી. બીજે દિવસે બે રૂપિયાનું સોનું નીકળ્યું તેથી મેં તો તેને તેજ જગોએ નિવાસ કરવાનું નક્કી કર્યું. મારો ઉદ્યોગ એમ દિન પ્રતિદિન ઠીક ચાલવા માંડયો, એટલામાં બાજીરાવ પેશ્વાની નજરમાં એવું આવ્યું કે આ માણસ પાણીના હોજ પાસે કેટલાક દિવસથી બેસી રહે છે, તે કંઇ માગતો નથી તેમ બોલતો ચાલતો પણ નથી, અને કોઇ બીજે ઠેકાણે એ જગા મૂકીને જતો નથી, માટે કોઇ જ્ઞાની હશે ખરો, એવું ધારીને તેમણે મને હજુરમાં બોલાવ્યો ને આદર સન્માન આપી પૂછ્યું કે મહારાજ તમે કોણ છો? શા વાસ્તે અહીં બેઠા છો? ત્યારે મેં કહ્યું કે મહારાજ આપનો આશ્રીત તાબેદાર સેવક રામભાઇ દોલતરામ નામનો સોની છું. પેશ્વા મહારાજને તોપણ એવું લાગ્યું કે હું જ્ઞાની દેખાઉં છું, તેથી બીજો સવાલ પૂછયો કે તમારે શું જોઇએ છીએ? તેના જવાબમાં મેં કહ્યું કે મારે કંઇજ જોઈતું નથી. આફતનો માર્યો આવ્યો છું અને જાહેર જગા જેના ઉપર આપ સિવાય બીજા કોઈનો ઇલાજો નથી અને ખુલ્લી જગા છે

માટેજ બેઠો છું, તેથી આપની મરજી ન હોય તો અહીંથી ચાલતો થાઉં, કેમકે મારે લાદવું પલાણવું કંઇજ નથી. આવું મારૂં સત્ય ભાષણ સાંભળી બાજીરાવ મહારાજને મારા ઉપર વધારે ભાવ બેસતો ગયો અને તેને આ મારૂં બોલવું ખોટું છે અને જાત પણ છુપાવું છું એવું લાગ્યું, તેથી આગ્રહથી પૂછ્યું કે તમારે શું દુઃખ છે તે કહો? ત્યારે મેં કહ્યું કે મારૂં દુઃખ મારા સિવાય બીજા કોઇથી મટે એવું નથી, માટે આપને કહેવાની જરૂર નથી; ત્યારે શ્રીમંતે તો મને બીજો સવાલ કર્યો કે સોની છે ત્યારે લોકોના ઘાટ કેમ ઘડતો નથી? મેં કહ્યું કે વિશ્વાસ વગર મને ઘડવા કોણ આપે; ત્યારે તેમણે કહ્યું કે અહીંઆં બેશી રહે તને શું નવ ધાન્ય મળે છે? મેં કહી દીધું કે મારૂં યથાસ્થિત ગુજરાન ચાલે છે. ત્યારે તો બાજીરાવ પેશ્વા બહુજ વિસ્મય થયા અને કહ્યું કે બેઠાં બેઠાં ગુજરાન ચાલે એ વાતજ અસંભવિત છે. પછી મેં મારા ઉપર ગુજરેલી સઘળી હકીકત કહી ને મારા બાપની શિખામણ પણ કહી સંભળાવી તથા સોનાની રજ મારા હાથમાં શીરીતે આવે છે ઇત્યાદિ વર્તમાન કહ્યાં, તેથી શ્રીમંત સરકારને આશ્ચર્ય લાગ્યું ને મારા ઉપરે ઘણાજ ખુશી થયા, તેથી પોતાનાં ઘરેણાં ઘડવા આપવાનો ઠરાવ કર્યો. ઠરાવ કરતી વખત મેં કહ્યું કે મહારાજ ઘરેણાં સારાં ઘડી આપીશ પણ બીજા સોની લોકો કરતાં મજુરી બમણી લઇશ, અને માલમાં લગારે ફરક પડવા દઇશ નહિ તથા ઇશ્વર ઉપર નજર રાખીને કરીશ. શ્રીમંતને મારા વચન ઉપર વિશ્વાસ આવ્યાથી રૂ.૫૦) રોકડા આપ્યા તેથી હરરોજ તેમનુંજ કામ લઇ બેઠો.

ઘરેણાં સારાં ને ઘાટીલાં થયાથી શ્રીમંત સરકાર ને તેમના કારભારી મારા ઊપર ઘણાજ ખુશી થઈ ગયા, તેથી મને વિશ્રામ બાગમાં મકાન બંધાવી આપ્યું અને ઉત્તરોત્તર મારી ચઢતી થતી ચાલી, કેમકે પેશ્વાના દરબારમાં હું નામાંકિત થઇ પડયો, તેથી દ્રવ્યનો પણ સંચય સારો થયો અને નવું ઘરસૂત્ર માંડયું તે પણ ભગવાનની કૃપાથી ને મારા બાપની શિખામણથી સારી રીતે ચાલવા માંડયું અને પ્રતિષ્ઠાનો વધારો થયો. હે ભાઈ! આ વાડી વજીફો, આ છોકરાં છૈયાં, આ હવેલીઓ, આ નોકર ચાકર જે કંઇ તું જુએ છે, તે સર્વ પેલી સોનાની રજનો પ્રતાપ છે, અને તેના કરતાં આગ્રામાં મોટો પ્રતાપ મારા પરમપૂજ્ય પિતાનો છેજ, કેમકે તેમણે ખરી શિખામણ મારા હૃદયમાં ઉતારી હતી; માટે અહરનીશ પરમપૂજ્ય પરમેશ્વરની સ્તુતિ કરૂંછું કે તેમને અક્ષય સુખ આપે. જો તેમણે દોલત વજીફો આપ્યો હોત ને શિખામણ ન આપી હોત તો કોઇવારનોએ રવડી રખડીને મરી ગયો હોત, માટે હે મિત્ર પહેલાની સાહેબી સંભારવાથી તારૂં કંઈ પણ વળવાનું નથી, તેમ ભિખ માગ્યાથી તારૂં દળદર જવાનું નથી. કહ્યું છે કે "ભિખનાં હાંલ્લાં શીંકે ચઢતાં નથી" મારા વાંચવામાં ને સાંભળવામાં આવ્યું છે કે વેપારી ભાગે (દેવાળુ કહાડે) ત્યાર પછી પડતી દશામાં જો કોથળો કરી ગામડામાં ફરી ઉદ્યમ કરે તો કોઇક દિવસ તરે, અને પ્રથમની સાહેબી સંભારી બેશી રહે તો તમારા જેવી વલે થાય, માટે આગ્રહ કરીને કહુંછું કે તું ઉદ્યમ કરે તો સારૂં ને ભિખ માગવાની મૂકી દે પછી તારી મરજી "શેઠની શીખામણ ઝાંપા

સુની " આજ તું મારે ઘેર રહે, જમ ને કાલથી ઉદ્યમ કરવા માંડ. તે વાણિયે કબુલ કર્યું, અને ઘણી ખુશીથી વચન માન્ય કર્યું. એ પ્રમાણે તે મૂળચંદ ભાઈએ વાણીઆને ભિખના ઉંડા કૂવામાંથી શિખામણ રૂપી દોરડા વડે બહાર એંચી કહાડયો, તેથી તે પણ પોતાનો સંસાર સારી રીતે નિભાવવા લાગ્યો, માટે મહારાજ હું તમને શિખામણ દઉંછું કે માગવાનો ધંધોજ છાડી દેવો ને બીજાને પણ ઉપદેશ કરતા રહેવું, કેમકે એ કરવું સારૂં નથી. અહીંની ઉદ્યોગશાળામાં ઘણા પ્રકારના ધંધા છે માટે જે નજરમાં આવે તે તથા તમને રૂચે તે હાથમાં લઈ કામ કરવા માંડો એટલે તમને નિયમ પ્રમાણે મજુરી મળશે, પછી તે ધંધામાં સંપૂર્ણ વાકેફ થાઓ એટલે આગવો ધંધો કરશો તો તે કરવાની છૂટ છે. એવી રીતે ધંધો ધ્યાન રાખીને શિખશો તો તમારૂં ને તમારા કુટુંબનું ગુજરાન સારી રીતે ચાલશે. દુરગારામ મહેતાજીની બોધરૂપ વાર્તા પેલા વિપ્રના મનમાં ઠશી તેથી પોતાનો ઝોળીઓ ફેંકી દઈ લાગલોજ ઉદ્યોગશાળામાં દાખલ થયો ને છાપખાનાનો હુનર શીખ્યો. તે હુનરમાં સારી પેઠે વાકેફગાર થયા પછી દુરગારામ મહેતાજીની રજા લેઈ તેણે એક સાપ્તિક વર્તમાનપત્ર છાપવું શરૂ કર્યું. એ છાપખાનાના હુનરમાં એણે પુષ્કળ આબરૂ મેળવી ધનાઢ્ય થયો અને એ પણ ઉદ્યોગશાળામાં મદદ કરવા લાગ્યો. એ પ્રમાણે તે મહેતાજી સાહેબ કોઈ નવોસવો આવે તેને ઉપદેશ કરી ઉદ્યોગશાળામાં દાખલ કરે. એવી રીતે તે ઉદ્યોગશાળામાં ઘણાં માણસ દાખલ થવા લાગ્યાં, તેથી આખા દેશમાં તે ઉદ્યોગશા-

ળાની અને તેના સ્થાપન કરનારની નામના થઈ. ઘણા પૈસાવાળા તેને મદદ કરવા લાગ્યા. ગરીબ અને શાહુકારના સર્વનાં છોકરાં ધંધો શિખવાનેજ ઉદ્યોગશાળામાં મોકલવામાં આવતાં. કેટલાક ફી આપીને અને કેટલાક મફત દાખલ થવા લાગ્યા, અને રોજગાર શિખી ઠેકાણે પડવા લાગ્યા. એવી રીતે વિદ્યાતત્વરામ તથા તેમની સ્ત્રી સદ્ગુણી બાઈની સાબાશી સર્વત્ર પસરી ગઈ અને દેશનાં સઘળાં મનુષ્ય તેજ પુણ્યનું કામ ધારી મદદ આપવા લાગ્યાં. આવા પુણ્યાલયથી દેશમાં ઘણાં માણસો ધંધાધારી અને રોજગારમાં વાકેફ થઈ ગયાં, તથા દેશમાં ભિખારીનાં ટોળેટોળાં જે નજરે આવતાં હતાં તેને બદલે ઘણા ધંધાધારી નજરે પડવા લાગ્યા, અને કોઈ ભિખારીજ રહ્યું નહિ, એવી રીતે દેશમાં ઉદ્યમનો વધારો થયો. એવો શુભ દાખલો જોઈ બીજા લોકો પણ તેવાંજ ધર્મ કૃત્ય કરવા લાગ્યા તેથી આખો દેશ સુધરી ગયો ને શરીર સંપત્તિ, દ્રવ્ય સંપત્તિ, રાજ્ય સંપત્તિ અને ધર્મ સંપત્તિવડે દેશ પંકાઈ ગયો.

વિદ્યાતત્વરામ, તેમની સ્ત્રી સદ્ગુણીબાઈ અને મેહેતાજી દુર્ગારામ એ ત્રણે રાત્રિએ ભગવતની કથા વાર્તા સાંભળતાં હતાં. કથા કહેવાને એક મહા સમર્થ સર્વ શાસ્ત્ર સંપન્ન એવા પંડિતને રાખ્યો હતો. તે કથા વાર્તા સાંભળીને સઘળા શ્રોતાજનો આનંદ પામતાં હતાં. કથાના આરંભમાં અને જ્યારે પ્રસંગ આવે ત્યારે વચમાં અને કથા પૂર્ણ થાય તે વખતે તે કથાના સંબંધમા દુર્ગારામ મહેતાજી દૃષ્ટાંત આપી શંકાશીળ મનુષ્યનું સમાધાન કરતા હતા અને સદ્ધર્મમાં કાળ ક્ષેપન થતા હતો.

આવી કથા અને ધર્મનાં મૂળતત્વ વિદ્યાતત્વરામનાં છો-કરાં સાંભળતાં તેથી તેમની મનોવૃત્તિને બીજા દુર્ગુણનો બાધ લાગતો નહિ, પણ તે છોકરાં ઘણાંજ સારાં નીવડયાં હતાં અને પોતપોતાને ઉદ્યમે લાગ્યાં હતાં, તથા તેઓ વિદ્યાકળામાં ઘણાંજ હોશીઆર થયાં હતાં. એવી રીતે તે વિદ્યાતત્વરામ તથા સદ્ગુણીબાઇ સઘળા સુખથી ભરપૂર હતાં અને આનંદથી વૃદ્ધાવસ્થા ગાળતાં હતાં. કહ્યું છે કે—

॥श्लोक॥ सानंदं सदनं सुताश्चसुधियः कांता मधुर भाषणी, इच्छा पूर्ण धनं, स्वयो षितिरति, स्वाज्ञापरा सेवकाः ॥ आतिथ्यं शीवपूजनं प्रतिदिनं मिष्टान्नपाने गृहे, साधोसंग मुपासते चसततं धन्यो गृहस्थाश्रमः॥१॥.

અર્થ—જેના ઘરમાં સર્વદા આનંદ હોય, બુદ્ધિવાળાં ને વિદ્વાન છોકરાં હોય, મિષ્ટ વચનથી રાજી કરે એવી સ્ત્રી હોય, નોકરો આજ્ઞાને આધિન હોય ને જે કહે તે કરે એવા હોય, દરરોજ અતિથીનો સત્કાર થતો હોય, કલ્યાણકારી એવા પરમેશ્વરનું પ્રતિદિન પૂજન થતું હોય, સાધુ પુરૂષનો સંગ થતો હોય અને ભગવત્ વાર્તા થ-તીજ હોય એવા ગૃહસ્થાશ્રમનેજ ધન્ય છે. એવા ગૃહસ્થા-શ્રમનો આશ્રય વિદ્યાતત્વરામે સંપૂર્ણ કર્યો તેમ તેમના છોકરાંને બ્રહ્મચર્ય અવસ્થામાં વિદ્યાભ્યાસ સંપૂર્ણ કરાવ્યો તથા હમેશાં ધર્મ શિક્ષણ મળતું તેથી તેમની વૃત્તિ નિ-ર્મળ રહે તેમાં કંઈજ નવાઇ નથી.

એક વખત પંડિતજીએ કથાનો આરમ્ભ કર્યો તે વખત યાત્રા કરવા સંબંધી પ્રસંગ નીકળ્યો તેનું વિવેચન પંડિતજીએ શાસ્ત્ર, યુક્તિ અને ન્યાયથી કર્યું તેને પુછી

આપવાને દુર્ગારામ મહેતાજીએ તુકારામ ભગતના અ-ભંગમાંથી એક અભંગ બોલ્યા. તે પ્રસંગે તુકારામબાવા-ની એક વાર્તા કહી સંભળાવી. તુકારામબાવા એ દક્ષિણ દેશમાં ભકતરાજ કહેવાતા હતા અને હાલ પણ તેમના અભંગ આખા દક્ષિણમાં ગવાય છે ને તેનાં દૃષ્ટાંત અપાય છે. તે તુકારામબાવાએ મનને પવિત્ર કરવાને ઉપદેશ કરેલો પછી કેટલેક દિવસે તેમના એક શિષ્યને યાત્રા જવાની મરજી થઇ, તે વખત તુકારામબાવાને લાગ્યું કે હજી આને મારો ખરો બોધ લાગ્યો નથી, માટે જો એને એની વિરૂદ્ધ કહું તો મારા બોલવાની અસર થશે નહિ એમ સમજી બોલ્યા નહિ. જ્યારે યાત્રાએ નીકળ-વાનું નક્કી થયું, ત્યારે તેણે તુકારામબાવાને ઘણોજ આગ્રહ કર્યો અને સોગન ખાઇને બોલ્યો કે તમને મૂ-કનાર નથી, પછી તુકારામબાવાએ કહ્યું કે ભાઇ મારૂં શરીર સારૂં નથી તેથી હું તો આવનાર નથી પણ આ મારી તુંબડી તું લેઇ જા, અને જે જે તીર્થ આવે તે તે તિર્થમાં તેને સ્નાન અને દર્શન કરાવજે. હું તને આગ્રહ કરીને કહુંછું કે જેમ મારે વાસ્તે તું કરે છે તેવુંજ એ તુંબડીને વાસ્તે કરીશ તો મારો ખરો ભક્ત માનીશ. શિષ્યને ગુરૂ ઉપર સંપૂર્ણ ભાવ તેથી જે જે તીર્થ આવે તે તે તીર્થમાં તુંબડીને નવરાવે, ત્યારપછી પોતે નહાય ને દર્શન આવે ત્યારે તુંબડીને દર્શન કરાવે પછી પોતે કરે, નૈવેદ્ય પણ તેમજ કરે; એમ કરતાં કરતાં સર્વ તીર્થ કરી જગન્નાથપુરી વગેરેની યાત્રા કરી પાછો તે પોતાને દેશ પોતાના ગામમાં આવ્યો. યાત્રાએ ગ-એલા તેથી ઘણા લોકો સામા જઇ તેને સામૈયું કરે

એવી રીતે ઘેર લાવ્યા, પછી તુકારામમહારાજનાં દર્શન કરવા ગયો ને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી મહારાજ પાસે બેઠો. યાત્રાની સઘળી વાત કહી તેની સાથે તેમની તુંબડીને પણ યથાસ્થિત યાત્રા કરાવી છે એવું કહ્યું, ત્યારે તુકારામે કહ્યું કે જોજે ભાઇ જૂઠું બોલતો નહિ હો. યાત્રા કરાવી હોય તોજ કહેજે કે યાત્રા કરાવી છે. તેણે કહ્યું કે મહારાજ મારી સાથે જે આવ્યા હતા તેમને પૂછશો તો આપને મારી ખાત્રી પૂરી થશે એમ કહીને મહારાજને તેમની તુંબડી સોંપી દીધી. મહારાજે કહ્યું કે ભાઇ જે ખર્ચ થયું હોય તે લે. ત્યારે શિષ્યે કહ્યું કે મહારાજ આતો તુંબડી છે તેનું કંઇ ખર્ચ થયું નથી પણ એમ કરતાં તમે કદાપિ માણસ મોકલ્યું હોય, ને તેનું જે ખર્ચ થયું હોય તે મારાથી લેવાય ! મારા ઘરમાં જે છે તે બધો તમારોજ પ્રતાપ છે. ગંગાપૂજનનો પ્રસંગ આવ્યો ત્યારે સગાંસાગવાં. બ્રાહ્મણ વગેરેને બોલાવી પૂજનની તથા જમવાની ક્રિયા કરી, ત્યારે મહારાજને ઘણો આગ્રહ કરવાથી તે પણ ત્યાં ગયા ને જમ્યા. મહારાજે કહ્યું કે આવતે આતવારે મારે ત્યાં પણ ગંગાપૂજન છે, માટે સઘળા ત્યાં જમવા આવજો. પછી સર્વે જણે આમંત્રણ સ્વીકાર્યું, કેમકે ગુરૂનું વચન ઉત્થાપન થાય નહિ. તુકારામબાવાએ સારાં સારાં ભોજન તૈયાર કરાવ્યાં અને તેની સાથે પેલી તુંબડી ખાંડીને તુરીઆંનું શાક કરી તેમાં નાંખી પછી પંગત જમવા બેઠી તે વખત પ્રથમ તુકારામ મહારાજે પેલું તુરીઆંનું શાક સઘળાંને પીરસ્યું તેમાં જે યાત્રાએ ગયાં હતાં તેમને તે શાક વધારે મૂક્યું, ત્યારપછી સઘળી સામગ્રી

પત્રાળીમાં પીરશી. તુકારામબાવાએ હૂકમ કર્યો હતો કે પ્રથમ શાક ખાધા પછી બીજું જમણ જમવું, પ્રથમજ જમણ જમવું નહિ. સઘળાં ખાવા લાગ્યાં ત્યારે તે શાક બહુજ કડવું લાગ્યું અને થોડું હતું તે પરાણે પરાણે ખાધું પણ પેલા યાત્રાએ લેઇ જનારથી તો વધારે શાક ખવાયુંજ નહિ. સર્વે આશ્ચર્ય પામ્યા કે બાવાએ શા વાસ્તે કડવાં શાં કરાવ્યાં. પછી તુકારામ મહારાજે સર્વને પૂછ્યું કે શાક કેવું થયું હતું? ત્યારે સઘળાએ એકે સાદે કહ્યું કે શાક કડવું હતું, પછી તુકારામબાવાએ કહ્યું કે એ તુંબડી સર્વ તીર્થ કરી આવી છે માટે તમને પવિત્ર કરવાને મેં શાક પહેલું મૂકાવ્યું છે તેથી તમે તેને કડવું કહો છો તે મનાય નહિ. પેલો તુંબડી લઇ જનારો પણ કહેવા લાગ્યો કે મહારાજ મારાથી તો કડવું શાક ખવાતું નથી, માટે આજ્ઞા કરો તો રહેવા દઉં ને બીજું જમું, ત્યારે તુકારામબાવાએ કહ્યું ભાઇ તેં એ તુંબડીને સઘળાં તીર્થમાં નવરાવી છે? ત્યારે તેણે કહ્યું કે માહારાજ એમાં તો કાંઇપણ કસૂર કરી નથી. મહારાજે કહ્યું કે શાક ખાવું રહેવા દે ને એ તુંબડી કડવી શાથી રહી તે જમી રહ્યા પછી સમજાવીશ, પછી સઘળા જમ્યા એટલે તુકારામ મહારાજે ઉપદેશ કર્યો કે જે કડવાશ તુંબડીમાં હતી તે બહાર નાહ્યાથી ગઇ નહિ, પણ જો તે તુંબડીમાં રાખ ઇત્યાદિ ઘાલીને સાફ કરી હોત તો કડવી રહેત નહિ; તેમજ તમે તીર્થ યાત્રા કરો અને માંહેથી તમારૂં મન મલીન રહે તો બહારના ઉપચાર કંઇપણ કામના નથી. મનને ચોખ્ખું કરવાને યાત્રાની જરૂર નથી, પણ જ્ઞાનની મુખ્યત્વે કરીને જરૂર છે.

તમને સર્વને આ શરીરનુંજ ખાવું આપવાને નોતર્યાં નથી, પણ જ્ઞાનનું ભોજન આપવાને બોલાવ્યા છે, માટે આ તુંબડી તમને અને મને બોધ આપે છે કે એમાં રહેલી કડવાશ તીર્થ યાત્રા કરવાથી ગઇ નહિ, ને જેવી હતી તેવીજ રહી ઓર તેમાં વધારે કડવાશ આવી, તેમજ આપણું મન જો શુદ્ધ ન થયું તો યાત્રા કરવથી શરીરનો અને પૈસાનો વ્યય થયો એજ નહીં કે નુકશાન થયું; બીજી પ્રાપ્તિ થઇ નહિ. પછી તુકારામબાવાએ નીચેની એક ગરબી કહી સંભળાવી.

## ગરબી.

જોજો જોજોરે, અંધમતિ જન અપાર,
અંધે અંધ ચાલ્યા જાય આંધળાની લાર. જોજો.
સાચજુઠ તણો લાવે મન ન વિચાર,
અધર્મને ધર્મ માને એવો અનાચાર. જોજો. ॥૧॥
ખાડામાં ગંગા આવ્યાં કહે વાટનો જનાર,
તને માને પણ ન માને વેદનો પોકાર. જોજો. ॥૨॥
લખમી બાઇને લાલજી મળીઆ છાપો દીધી ચાર,
વાલીબાઇતો દીકરા આપે ધૂણે બોડિઆર. જોજો. ॥૩॥
અમથાબાઇતો દર પુનમે જાત્રાએ જનાર,
ડાકોર નાથે હુંડી શીકાગી રૂપીઆ સેં ચાર, જોજો. ॥૪॥
દુઃખે દેવને સંભારે સુખે શણગાર,
ઓદે ખાડ બીજા સારૂ તેમાં પડનાર. જોજો. ॥૫॥
દેવને દેવાતણું આપી પૂજે પૂજનાર,
(પણ) ધર્મા ધર્મ ભેદ ખરો જાણે ન લગાર. જોજો. ॥૬॥
લોક લાજ ભયને ન ભૂલે કોઇ વાર,

ખરો ભય ઈશ્વરનો ધારે ન લગાર. જોજો. ॥૭॥
શાસ્ત્રની પ્રમાણ વાણી સૂઝે ન લગાર,
ભાંડ ભાટ, વેશધારી તણો ઈતબાર. જોજો. ॥૮॥

આ ઉપરથી પક્કું સમજાય છે કે "મન હોય ચંગા તો કથરોટમાં ગંગા" માટે બહારનાજ ઉપચારોથી આત્માનું કલ્યાણ થતું નથી એ ખરૂં છે. મન શુદ્ધ કરવાને અંતઃ શત્રુને જીતવા જોઈએ. આ સાંભળીને સર્વ શ્રોતાજનો સંતોષ પામ્યા અને અંતઃકરણથી અંતરના વિકારોને દૂર કરવાનુ પણ લીધું. એ પ્રમાણે અહર્નિશ શાસ્ત્રીબાવાની કથામાં ઉપ કથાઓ નીકળતી હતી તેથી ગમતની સાથે જ્ઞાન મળતું; તથા શ્રવણ, મનન અને નિદધ્યાસન યથાજ કરતું હતું. એક દિવસ પંડિતજીને આવવાની વાર હતી ત્યારે દુર્ગારામ મહેતાજીએ કબીરના પદ ઉપરથી સંસાર મિથ્યા છે અને આ દેહનો ભરૂંસો કરવો એ નકામો છે એ બાબત ગુજરાતી ભાષામાં પદ બનાવી સંગીત વાદ્યની સાથે નીચે પ્રમાણે ગાયું.

## પદ.

નશ્વરી કાયા તારા શા ગુણ ગાઉં,
મેલ ભર્યા તેમાં રહેવા ન ફાવું.
આ તન રંગ પતંગ પ્રમાણું,
તેનું શી રીતે અભિમાન આણું. ॥ નશ્વરી. ॥૧॥
જે મુખલે મુખવાસની બિડીઓ,
તેમાં ભરાય કોટયા વધી કીડીઓ. ॥ નશ્વરી. ॥૨॥
જેપર તેલ ફુલેલ લગાતું,
તે તન કાષ્ટની સાથ બળાતું. ॥ નશ્વરી. ॥૩॥

જેને સુવા મુખમલનું બિછાનું,
તેને સુવાને કાષ્ટ કે છાણું. ॥ નધરી. ॥૪॥
જે જન ખાય સ્વાદિષ્ટ ધરાઈ,
તે મુખમાં બહુ ધૂળ ભરાઈ. ॥ નધરી. ॥૫॥
જે મુખ દેખી નમે નર યોદ્ધા,
તેના ઉપર પડે વાંસના ગોદા. ॥ નધરી. ॥૬॥
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી,
કાયા નગરીની કુડી કમાણી. ॥ નધરી. ॥૭॥
જો સતસંગ સજીવન થાય,
તો નધરી કાયાનું અભિમાન જાય. ॥ નધરી. ॥૮॥

એ ગાઈ મહેતાજીએ કહ્યું કે આ જગતમાં માણસને માથે લોકો સ્વાર્થિપણાનો દોષ મેલે છે પણ મને તો લાગે છે કે મનુષ્યમાં ઘણા ખરા પરારથી છે; કેમકે દ્રવ્ય એકઠું કરી તેનો ઉપભોગ ન કરતાં પાછળ બીજાને વાસ્તે રાખી જાય, કૂડ કપટથી કમાણી કરી પોતાના છોકરાં બાઈડીના તરફજ લક્ષ રાખી ખોટાં કામ કરેછે તેવાને સ્વાર્થી કેમ કહેવાય? સ્વાર્થી તો તેજ કે જે પોતાના આત્માના કલ્યાણ તરફજ તન, મન ને ધન અર્પણ કરે છે; પોતાની મનોવૃત્તિ નિર્મળ થવાને બનતો પ્રયત્ન કરે છે; તેજ માણસ સ્વાર્થ સમજે છે. એ પ્રમાણે હરરોજ જ્ઞાન ચર્ચા થતી હતી, તેથી વિદ્યાતત્ત્વરામને તેમની અર્ધાંગના સદ્ગુણીબાઈ સુખ શાંતિથી રહેતાં હતાં. તેમણે પોતાનાં કર્તવ્યનો ઉપભોગ યથાયોગ્ય કર્યો ને છોકરાંની યોગ્ય બરદાશ રાખી તેમને ખરેખરાં મનુષ્ય કર્યાં; તથા પોતાની વૃદ્ધાવસ્થાના દિવસ આનંદથી ગુજારી ૩ પુત્ર રત્ન અને એક કન્યારત્ન રત્ન જેવાં જોઈ

તેમના આત્માની શાંતિ વળી એટલે બંને જણ એક એક દિવસને આંતરે કાળને સ્વાધીન થયાં. આ પ્રમાણે વિદ્યાતત્વરામ તથા તેમની અર્ધાંગના સદ્‌ગુણીબાઈની સંસારયાત્રા સુખ શાંતિથી જગતમાં બોધરૂપ સંપૂર્ણ થઈ.

